સુધારેલી રીત મુજબ

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટીએ

→ તૈયાર કરેલી. ←

# છઠ્ઠી ચોપડીના અર્થ.



(જેની અંદર શબ્દાર્થ—વ્યુત્પત્તિ પ્રમાણે અને રૂઢ બંને રીતે; કવિતાનો અન્વય; સમજુતી: વ્યુત્પત્તિ; પાઠના સવાલ; પાઠનો સાર: વિગેરે.)

રચનાર—મેસર્સ. સી. ડી. એન્ડ કો.
રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત.

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર—સુરત.



છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ
છાપવાનું ઠેકાણું—શંકર પ્રી. પ્રેસ ચકિટાના પુલ
સને ૧૯૨૧] કિંમત ૦-૯-૦ [સં.

# છઠ્ઠી ચોપડીના અર્થ.



કર્તવ્ય=કરવા યોગ્ય કામ; ફરજ; [ધર્મ

પ્રત્યે=તરફ; સાથે

પૂજ્ય=પૂજવા લાયક

નમન કરવું=નમવું; પગે લાગવું

અનેક=(અન્=નહિ+એક)=એક નહિ એટલે ઘણાજ

દુઃખ=આપદા; પીડા (દુઃખ ત્રણ પ્રકારના છે આધિ=મનની પીડા; વ્યાધિ=શરીરની પીડા; ઉપાધિ=બહારથી આવેલી પીડા)

તન=થાન; ધાઇ

અગણિત=(અ=નહિ+ગણિત)=નહિ ગણી શકાય એટલા; ઘણાજ

અણચિંતવ્યા=(અણ=નહિ+ચિંતવ્યા=ધાર્યા)=અણધાર્યા

અસંખ્ય=(અ=નહિ+સંખ્ય=સંખ્યા)=સંખ્યા વગરના એટલે ઘણાજ

પાળનાર=(પાળ=પાળણ+નાર=કરનાર)=પાળણ કરનાર

સ્મરણ=ધ્યાન; ભક્તિ

સૂર્યમંડળ=સૂર્ય અને તેની આસપાસ ફરનારા ગ્રહો

ગ્રહ=સૂર્યની આસપાસ ફરતા ગોળા. (એ નવ છે)

ઉપગ્રહ=(ઉપ+ગ્રહ)=મુખ્ય ગ્રહની આસપાસ ફરનારો નાનો ગ્રહ

નિયમિત=(નિયમ+ઇત=વાળો)=નિયમ પ્રમાણે

ભ્રમણ કરે છે=ફરે છે; ભટકે છે

અગાધ=(અ=નહિ+ગાધ=છાછરૂં)=ઘણુંજ ઉંડું; અપાર, અથાગ; ગહન

મસીદ=મુસલમાનોને નિમાજ પઢવાનું મકાન

અગિઆરી=સંસ્કૃત અગ્ન્યાર અગ્નિ=દેવતા+આગાર=સ્થળ પારસીઓના આતશબેહરામ પૂજવાની જગા

દેવળ=ખ્રિસ્તીઓનું પ્રાર્થના કરવાનું મકાન
સંતાન=છૈયાં; છોકરાં; વસ્તાર
પરિવાર=કુટુંબ કબીલો; ખટલો
મરકી=ઘણાં માણસ મરી જાય એવો રોગ; કોલેરા; શીતળા; પ્લેગ વગેરે
દુકાળ=દુષ્કાળ ઉપરથી (દુષ્=નઠારો +કાળ=વખત) અનાજ પાણી મોંઘા મળે એવો વખત
સદ્વિચાર=(સદ્=સારા+વિચાર) =સારા વિચાર
દિલાસો=ધીરજ
પારિસ=ફ્રાન્સ દેશનું મુખ્ય શહેર (એ આખી દુનિઆમાં સૌથી સુંદર શહેર છે)
મોટા મનથી=ઉદાર દિલથી
આપણને નહિ હોય તો આપણા પાડોશીને હજો=મતલબ કે આપણી પાસે નહિ હોય પણ આપણા પાડોશી પાસે હોય તો કોઇક દિવસ આપણને ખપ લાગે.
કહેવત=કહેતી, અનુભવ સિદ્ધ વાક્ય
હિતકર=(હિત=ભલું+કર=કરનાર) =ભલું કરનાર.
આરોગ્ય=સુખાકારી; તનદુરસ્તી.
આહાર=ખાવાનું
વિહાર=ફરવા હરવાની મોજ
ખાવાને માટે જીવવાનું નથી=ખાઇપી એશઆરામ માટે જીવવાનું નથી. પણ જીવવાને માટેજ ખાવુંજ જોઇએ. મતલબ કે અતિશય અને ભારે પદાર્થ ખાવા નહિ.
મર્મ=છુપો ભેદ; ગુપ્ત વાત
પવિત્ર=નિર્મળ; શુદ્ધ; પાપ વગરનું
નજર આગળ રાખી=મનમાં ખડા કરી
વર્તન=ચાલ
ભ્રષ્ટ કરવું=અપવિત્ર કરવું, બગાડવું.
વખતને નકામો જવા દેવો નહિ=સારા કામમાં વખત ગાળવો.
તરંગો=વિચારો ઉપર વિચાર
વિચારવા=મનન કરવા.

સત્પુરુષ=(સત્=સારો+પુરુષ)=સારા માણસ

સમાગમ=(સમ=સાથે+આગમ=આવવું)=મેળાપ, મુલાકાત

સાર—માણસ માત્રની મુખ્ય ફરજ ત્રણ પ્રકારની છે. ૧) પરમેશ્વર પ્રત્યે. ૨) પાડોશી પ્રત્યે. ૩) પોતાના પ્રત્યે.

પાઠ ૨.

દિલ્હી=જમના નદીપર હાલની રાજધાનીનું શહેર છે. (એ હિંદુ અને મુસલમાનની રાજધાનીનું શહેર હતું, એમાં ૧૮૭૭, ૧૯૦૨ ને ૧૯૧૧ માં દરબાર ભરાયો હતો)

વેપારની ધમાલવાળા=મહોળો વેપાર કરનારા

પુરાણું=જુનું; અગાઉનું

ખંડેર=ખુલી ભોંય

શાહજાહાનાબાદ=શાહજહાં+આબાદ=વસાવેલુ')=શાહજહાંએ વસાવેલું તે

ઇમારત=ઉંચી બાંધણીનું મોટું ઘર

ઘુમટ=અર્ધ ગોળ શિખરવાળું ઢાંકણ; ગુંબજ

અરબીલેખો=અરબી ભાષામાં પત્થરમાં કોતરેલાં લખાણ

કુરાન=મુસલમાનનું ધર્મ પુસ્તક

મહોલાત=મહેલોનો જથો

દિવાને આમ=રૈયત અથવા સાધારણ વર્ગના લોક માટે કચેરી ભરવાનું મકાન

દિવાને ખાસ=અમીર ઉમરાવોને માટે કચેરી ભરવાનું મકાન

બેગમો=પાદશાહની સ્ત્રીઓ

બીબીઓ=અમીરની સ્ત્રીઓ

હમામખાનું=હમામ=નાહવાનું+ખાનું=ઠેકાણું)=નાહવાનું ઠેકાણું

હોજ=છોબી બાંધેલો કુંડ

હેરત=અચંબો; નવાઇ; અચરતી

ઝળહળી રહેલી=પ્રકાશેલી; ઝળકાટ મારી રહેલી

મયુરાસન=(મયુર=મોર+આસન=બેઠક)=મોરના આકારની બેઠક (એમાં હીરા, માણેક વગેરે જડાવ્યાં હતાં. એની કીંમત દાવર-

નિચર નામના યુરોપી ઝવેરીએ સાડા છ કરોડની કરી હતી)
હેવાલ=ખ્યાન; વૃત્તાંત
ખ્યાલ=ધારણા; અટકળ
શરાફ=હુંડી, વ્યાજુ વગેરે કરનાર
પેઢી=શરાફની દુકાન
દિલ્હીગર=દિલ્હીના વતની
જમા થયેલા=ભેગા થએલા
સલ્તનત=રાજ્ય; સત્તા; હકુમત; પાદશાહી
એશઆરામ=મોજશોખ
નિરૂદ્યમી=(નિર્=નહિ=ઉદ્યમ+ઇ=વાળો) ધંધા વગરનો
નવાણ=પાણીની જગાઓ; જેવા કે કુવા, વાવ. તળાવ વગેરે
જગ જાહેર=દુનિયામાં પ્રખ્યાત
કુતુબમિનાર=કુતુબુદ્દીને બંધાવેલો મિનારો
લાટ=ઉંચો સ્તંભ
અશોક=ચંદ્રગુપ્તનો પૌત્ર; બિંદુસારનો પુત્ર (એણે બૌદ્ધ ધર્મને આશરો આપ્યો હતો)

હજીરો=કબર; રોજો; મિનારો
હૃદયભેદક=વાંચતાં અફસોસ થાય એવો
વેધશાળા=આકાશી પદાર્થોની ગતિ વગેરે જોવાની જગા.
મજલા=માળ
અટક=બાધા; પણ; નિયમ; પ્રતિજ્ઞા
વૃંદાવન=ગોકુલની પાસેનું વન અથવા ગામ; જ્યાં શ્રી કૃષ્ણે લીલા કરી હતી તે
જયસ્તંભ=જીતનો થાંભલો; કીર્તિ
ઢાળેલો=નાખેલો; દાટેલો (સ્તંભ
મર્હુમ=સ્વર્ગવાસી, અગાઉ થએલા
કૈસરે હિંદ=હિંદનો સિંહ એ નામનો ઇલકાબ છે.
જંગી=ઘણોજ મોટો
રાજ્યાભિષેક=(રાજ્ય=રાજા+અભિષેક=નવા રાજાપર દૂધ પાણીની જે ધારા કરવી તે)=રાજાએ તખ્તનશીન થવું તે

સવાલ—દિલ્હીમાં જોવા લાયક મકાનો કયાં ક્યાં છે અને તે કોણે બંધાવેલાં? દિલ્હી નામ શા આધારે પડ્યું? દીલ્હીનો કયો ભાગ જોતાં અચંબો લાગે છે? મયુરાસન વિષે શું જાણો છો?

દિલ્હીમાં દરબાર કયા કયા સનમાં ભરાયો હતો? જુમામસીદ, કુતુબમિનાર, જયસ્તંભ વિષે શું જાણો છો? હિંદની હાલની રાજધાનીનું શહેર કયું?

પાઠ ૩.

પરાક્રમ=લોકોમાં જશ મળે એવું કામ કરવાનું સામર્થ્ય તે

દળ=લશ્કર; સેના

મહારથી=મોટા જોરાવર લડવૈયો

ઘૂસી ગયો છે=દાખલ થયો છે

વાદળ=જુથ; ટોળું

ચીરી=વિખેરી; કાપી નાખી

પ્રતાપી=પરાક્રમી

દાખવવામાં=બતાવવામાં

પાછી પાની કરવી=કાયરપણું બતાવવું.

હક=અખત્યાર; દાવો

સહાયક=(સહાય=મદદ+અક=કરનાર) =મદદ કરનાર

નીમકહલાલી=જેનું અન્ન ખાવું તેનું સારૂં કરવું તે; કૃતજ્ઞતા

લાલી=તેજ;શૌર્ય

પૂર્વજ=(પૂર્વ=પહેલાં+જ=જન્મેલા) બાપદાદા

છાપ=મેળવેલી કીર્તિ

યાવચ્ચંદ્ર દિવા કરો=કાયમ; હયાત; સૂર્યચંદ્ર રહે ત્યાં સુધી

સાથરે=પથારીએ

રોળ=કેર

તુંબડાં=ટોચકાં; માથાં

અડફટે ચડતાં=અટવાઇને આવતાં

તરવાર તાણી તુટયા છે=તરવાર લઇ ધૂમે છે

બાણની હેલી કીધી છે=તીરનો વરસાદ વરસાવ્યો છે

ભાજીમૂળા=ભાજીમૂળા જેવા; કમતાકાતવાળા

ઊડી પડયા છે=ધસીને દોડયા છે

વિસામો લેવાની=ઢીલ કરવાની

ઝાઝેરં=ઘણું

પગ વાળવાનો=નચિંતે બેસવાનો

કારમી=ભયંકર; બિહામણી

કીકિયારી=ચીસ

કાયાનો ધર્મ=શરીરનું ભાન

વાયુવેગે=પવન જેટલી ઝડપે

સંચરી=જઇ

હર=શિવ

શર=બાણ, તીર

વાપરો=વાપરો

ટંકાર=અવાજ

સંહાર=નાશ

કારમો=ભયંકર

જેર કરો=તાબે કરો

જોધ=જોદ્ધા; લડવૈયા

મર્દો=પુરૂષો; બહાદુરો; શૂરવીરો

સિસોદીઓ; તુંવાર. ઝાલા;

સલુંબરા=એ રજપુત કુળની

શાખાઓ છે.

પવ=પગ

પાવ પાછો ન ધરો=કંટાળી.

ન જાઓ

ચેતક=પ્રતાપના ઘોડાનું નામ

ઘાવ=ફટકો

પિતૃ=પિતા

પંડ=પિંડ

મહી=પૃથ્વી

ફેર ન મળે=નક્કી; ખચિત

લાંવ=લાહવો; ઓરીઓ

દુર્લભ=(દુર+લભ=લાભ)=મળવું કઠણ

તલપાવી=ફુદકો મરાવી

હોદ્દો=છત્રીવાળી અંબાડી

નિરંકુશ=(નિર્=નહિ+અંકુસ=દાબ)=

દાબ વગરનો; સ્વતંત્ર

વકરાએલા=ખીજવાયલા

દારૂણ=મોટું; જબરૂં; ભયંકર

ઈંદ્રાસન=(ઇંદ્ર+આસન)=ઈંદ્રનું આસન

મહિમાવાન=મોટાઇવાળું

વિધાતા=બ્રહ્માની પુત્રી

મિથ્યા થવાનો=મટવાનો

ઉલટેલાં=સામા થએલાં

અળગું=આઘું; દૂર

પ્રાણઘાતક=(પ્રાણ=જીવ+ઘાત=હત્યા+

અક=કરનાર)=મરણ નીપજે તેવો

વિમાનમાં પગ મૂકતો થોભાવે=

સ્વર્ગે જતો અટકાવે

સાહિત્ય=હથિયાર

અંધારા ઉલેચવાનાં થશે=મહેનત

ફોગટ જશે

મરદાની=મરદાઇ; બહાદુરી

વિલંબ=વાર, ઢીલ

પૂર્ણ પરાક્રમ=પૂરેપૂરી બહાદુરી

**અન્વય**—સિસોદીઆ, ધનુષનો ટંકાર કરી શર વાવરો, તુંવાર તરવારે કરી શત્રુનો સંહાર કરો. (૧) ઝાલા, કારમો ક્રોધ કરી, ભાલા વાવરો, સહુંબરા સાવધ રહીને મહા જોધ જેર કરો. (૨) મર્દો પાછો પાવ ન ધરો અને નામ અમર કરો; પ્રતાપ ચેટક ઠેકવી, સલીમ શિર ઘાવ દે છે. (૩) પુરુષો પગ પાછો પડે, તો પિતૃ પંડ લે નહિ; જુદ્ધમાં જય કીધા થકી નવ ખંડમાં કીર્તિ રહે છે. (૪) મહી વિષે મરવાનું છે. એમાં ફેર ન મળે; ક્ષત્રી મર્દો જુદ્ધમાં તન તજે, પણ ઘેર મરે નહિ. (૫) ઓ ! શૂરા સિસોદીઆ આ દુર્લભ દાવ આવ્યો છે. પ્રતાપને જશ આપો ને કીર્તિનો લાવ લો. (૬)

**સમજુતી**—હે સિસોદીઆ રજપુતો ! કામઠાનો અવાજ કરી બાણ વાપરો. હે ! તુંવાર રજપુતો તરવારથી દુશ્મનોનો નાશ કરો. (૧) હે ઝાલા રજપુતો ભયંકર ક્રોધ કરીને ભાલા વાવરો; સહુંબરા સાવચેત રહી મોટા લડવૈયા તાબે કરો. (૨) બહાદુરો પાછી પાની ન કરો. (પીઠ ન બતાવો) અને તમારૂં નામ અમર કરો. પ્રતાપસિંહ પોતાના ઘોડાને કુદાવી સલીમના માથાપર ફટકો મારે છે (૩) હે ! શૂરવીરો પીઠ બતાવીએ તો પિતા પિંડ લે નહિ. (પિતા નાખુશ થાય) લડાઈમાં જીત મેળવ્યાથી આખી પૃથ્વીમાં આબરૂ (કાયમ) રહે છે. (૪) પૃથ્વીમાં જન્મ ધરીને (નક્કી) મરવાનું છે. એમાં લગાર પણ ફરક નથી. ક્ષત્રી મરદો લડાઇમાં મરે છે પણ ઘેર મરતાં નથી. (૫) ઓ શૂરવીર સિસોદીઆ રજપુતો ! આવો ફરી ન મળે એવો આ વખત આવ્યો છે. પ્રતાપસિંહને આબરૂ આપો અને તમે આબરૂ મેળવો. (૬)

**સાર**—હમેશાં ધણીનું ભલું ઇચ્છવું.

પાઠ ૫.

સંસ્કૃત=સંસ્કાર પામેલી; શુદ્ધ અને સુંદર થએલી

સમુહ=જથા; વર્ગ

સાક્ષર=વિદ્વાન

સંસ્કાર પામેલી=શુદ્ધ ને સુંદર થએલી

પુરોહિત=કુળ ગોર

પુસ્તુ=અફગાનિસ્તાનમાં વપરાતી [ભાષા

વંશપરંપરા=પેઢી ધર પેઢી

વિદ્વતા=વિદ્ ધાતુ=જાણવું)=પંડિતાઇ

પ્રાકૃત=પ્રાકૃતિ જન્ય; અસંસ્કૃત; ચાલુ

પવિત્ર પુસ્તકો=ધર્મનાં ગ્રંથો

ભાષાંતર=તરજુમો; બીજી ભાષામાં નકલ

નિરાળી=જુદી; નોખી

સવાલ—હિંદુસ્તાનની ભાષાના મુખ્ય કેટલા વર્ગ પાડી શકાય અને તે કયા કયા ? વધારે અગત્યની ભાષા કઇ છે અને શા માટે ? હિંદુસ્તાનમાં બોલાતી મુખ્ય ભાષાઓનો નકશો ચીતરો.

પાઠ ૬.

પૂછઇ=પૂછે છે

પાતશાહ=પાદશાહ (અલાઉદ્દીન)

ઇસી=એવી

ગુજરાતી=ગુજરાન

કહીઇ=કઇ

કસી=કેવી

કિસ્યુ=કેવાં છે

માંગલહુર=માંગરોળ. એ કાઠિઆવાડમાં એક શહેર છે

અણહલપુર=અણહીલપુર

ઝાલાવાડિ=ઝાલાવાડના

સુરઠ=સોરઠ; સોરાષ્ટ

છિકિસ=કેવી છે

છાયા=ભાસ

અપભ્રંશ=મૂળ શબ્દનું થએલું અશુદ્ધ રૂપાંતર: વિકાર પામેલી

નિકટ=ધાડો; નજીકનો; પાસેનો

રોડું=ભાગેલી ઇંટનો કટકો

પોચકું=જરા જેટલું

ઠાબરૂ=હાલ્લું; વાસણ

ધાગો=દોરો

વકટલેંડ=એક, બેને માટે ગિલ્લી દંડાની રમતમાં બોલાય છે તે (એ શબ્દો દ્રાવિડ ભાષાના છે.)

ચલણી=વપરાતા

રૂઢિ=રિવાજ
ઉચ્ચાર=બોલ
સંક્ષેપ=ટુંકા
માસિક=(માસ+ઇક)=દર માસે નીકળતું ચોપાનીઉં

પાઠ ૭.

સંપ=એકમત; ઐક્ય
ઉદ્દેશ=હેતુ; મતલબ
સુધરાવટ=(સુધારા+વટ) સુધારાપણું;
રાજ્યપ્રકરણ=રાજ્યવહીવટ
ડગલે ડગલે=વારે ઘડીએ
કુસંપ=(કુ+સંપ) અણબનાવ
વણસાડે=બગાડે
કુજેતી=ગેરઆબરૂ
વિઘ્ન=હરકત
ઘાલમેલ=ગરબડ; પ્રપંચ
પ્રફુલ્લિત=આનંદી
બરકત=લાભ; ફાયદો; રૂપ; પુષ્કળ હોવું તે
ચિંદીઆણું=ખીજવાટ; બળીઆલપણું
સંપીલા=(સંપ+ઇલા)=સંપવાળા
દ્રોહ=વેર બુદ્ધિ; અપકાર
રાજ્યદ્રોહ=રાજ્ય પ્રત્યે વેર બુદ્ધિ રાખવી તે
ધૂત=જૂઠાણું; બનાવટ; ઢોંગ
ધર્મઠગ=ધર્મનો ડોળ કરી ઠગનાર
ઉપદ્રવ=હરકત; પીડા; ઇજા
અહિત=(અ+હિત)=અકલ્યાણ; બુરૂં
દાઝ=લાગણી; બળતરા; દયા
વાર=માન; સમજ
દૈવ=નસીબ
આર=આરો; છેડો
કુવેંમ=ખોટા વહેમ
મત્સર=અદેખાઇ; કીનો; દ્વેષ
આકરી=ખરાબ; માઠી
સુસંપ=(સુ+સંપ)
શંપ=શાંતિ
ઘડી=ઘડીકું
વિચાર=વિચાર કર

અન્વય—હું દીલમાં દાઝ ધારૂં છું અને દેશીને વિનંતી કરૂં છું વળી ખરેખરૂં કહું છું એમાં લેશ જુઠું ન ધાર. બહુ કુસંપથી

સહુ રાજ તુટી ગયાંજ; હું શું દૈવ વાત કહું છું કે દુઃખનો આરોજ નહિરે. કુવહેમ, મત્સરે કરી આવી આકારી દશા થઇજ, સુસંપની પડી વિના ભાર ન જશેરે. માટે કુસંપને નસાડવાને, સુસંપને જગાડવાને; અને જંપનેજ વધારવાને ઝટ લઇ તું વિચારરે.

સમજુતી—મને મનમાં દયા આવે છે, અને તેથી હું દેશીઓને અરજ કરું છું કે હું ખરેખરું કહું છું તેમાં જરાપણ જુઠું માનશો નહિ. બહુ અણબનાવથી બધા રાજ્ય નાશ પામ્યાં છે. હું નસીબની શી વાત કહું કે દુઃખનો છેડોજ નહિ. ખોટા વહેમ અને અદેખાઇએ કરી આપણી આવી બુરી હાલત થઇ છે. સારા સંપની પડી વગર દુઃખરૂપી રોગનો ભાર જશે નહિ. માટે કુસંપને હાંકી કાઢવાને સારો સંપ ફેલાવાને અને શાંતિ વધારવાને તું જલદી વિચાર કર.

પાઠ ૮.

એકાંત=નર્યો વાસ

હાસ્ય વિનોદ=આનંદની ને હસવાની વાતચીત

ખુદાવંદ=મોટો સાહેબ (મોટા દરજ્જાવાળાને અરજ કરતાં વપરાય છે)

એક વચની=બોલ્યું પાળનાર

તકસીર=ગુનોહ; વાંક; અપરાધ

ચેતી=સમજી

જહાંપનાહ=(જહાં=દુનિયા+પનાહ=રક્ષણ કરનાર)=દુનિયાનું રક્ષણ કરનાર

તાજુબ=અચરત

એકનો બે થયો નહિ=માન્યું નહિ

સૂચના=આગમચેતી

કનડે છે=હેરાન કરે છે

ખો=લત; કુટેવ

ટળવળે=પિડાય

દમ સુકાઇ જશે=પાયમાલ થઇ જશે

ગત=સ્થિતિ

રકઝક=વાદવિવાદ; તકરાર

અન્નદાતા=(અન્ન=અનાજ+દાતા=આપનાર)=જીવાડનાર

ખાવીંદ=હાકેમ; ધણી

આકરાં=ભારે

હીકમત=કળા; તદબીર; યુક્તિ

સાર—અક્કલવાન માણસો સમયસુચકતા વાપરી શકે છે.

પાંચમી ચોપડી પાઠ ૨ જા ના સમયસુચકતાના દાખલા આપવા.

## પાઠ ૧૦.

પરવાળું=એક જાતના દરિઆઇ પ્રાણીના લોહીમાંથી ઉત્પન્ન થતો મેલ (એનો રંગ લાલ, ગુલાબી કંઇક પીળો મણીરૂપે હોય છે.

જંગબાર=ઝાંઝીબાર; આફ્રિકામાં શહેર છે

માડાગાસ્કર=આફ્રિકા ખંડમાં બેટ છે. દુનિયામાં મોટા ટાપુઓમાંનો એક છે

ભૂમધ્ય=(ભૂ+મધ્ય) પૃથ્વીની વચ્ચે આવેલો

પુરબહારમાં=ખીલતા; નીકળતા

પાસિફિક મહાસાગર=શાંત મહાસાગર (બધા મહાસાગરમાં ½ ભાગ પૃથ્વી એણે રોકેલી છે)

બહુપગી=(બહુ+પગ+ઇ)=ઘણા પગવાળા

ખોખું=જીવ વગરનું ખોળીયું.

રસી=લોહી પાણીવાળો ચીકણો પદાર્થ

અનંત=(અન્=નહિ+અંત)=ઘણુંજ

અનંત કોટી=(અનંત+કોટી) ઘણુંજ કરોડ; અતિશય; સંખ્યાબંધ

વિભાગ=(વિ+ભાગ)=ભાગના ભાગ

ઉષ્ણ=ગરમ

કટિબંધ=(કટી=કેડ+બંધ=બંધન પૃથ્વીપર જુદા જુદા પ્રદેશોમાં ટાઢ તાપ કેવા પડે છે તે જાણવાને પૃથ્વીના મુખ્ય પાંચ પટા પાડેલા છે તે દરેકને કાટબંધ કહે છે

ઉષ્ણકટિબંધ=કર્ક અને મકરવૃત્ત વચ્ચેનો ૪૭ અંશનો ભાગ; વિષુવવૃત્તથી ઉત્તર દક્ષિણ ૨૩॥ અંશનો ગરમ પ્રદેશ

જંગાણુ=પોલાણુ

વામ=બે હાથને પહોળા પસારી રાખતાં બે હાથને છાતી જેટલી લંબાઇ

જ્વાળામુખી=(જ્વાળા=અગ્નિ=મુખ=મોં+ઇ=વાળો)=જેના મોંઢામાંથી ધુમાડો બળતા પથરા વગેરે નીકળે છે એવો
વિસામો=વિશ્રાંતિ
નાળિએર=સંસ્કૃત નારીકેર ઉપરથી (નારીક=પાણીવાળું+ઈર=ઉગવું)=પાણીવાળી જગાએ ઊગનાર ઝાડનું ફળ; નાળિએરીનું ફળ
પ્રતી=જાત
યુનાની હકીમો=ફારસી કે અરબી વૈદકશાસ્ત્ર પ્રમાણે દવા કરનાર વૈદ
વિધિપૂર્વક=અમુક રીતે; અમુક રીત પ્રમાણે
ભસ્મ=રાખ
માત્રા=ધાતુ વગેરેને મારી કરેલી દવા
કિરમજી=સંસ્કૃત કૃમિજ ઉપરથી (કૃમિ=જીવડો+જ=પેદા થવું) (એ એક જાતના જીવડામાંથી પેદા થાય છે)=લાલરંગ; ઘેરો લાલરંગ

સવાલ—પરવાળાના બેટો ક્યાં ક્યાં છે ? પાસિફિક મહાસાગર નામ પાડવાનું કારણ શું ? (એમાં તોફાન થતું નથી માટે) પરવાળા કોણ બનાવે છે ? પરવાળાની બનાવટ કહો.

## પાઠ ૧૧.

આસ્થા=ભાવ
દાન=ધર્મ બુદ્ધિથી આપવું તે
અપંગ=(અપ=વિજોગ બનાવનાર પ્રત્યય+અંગ=અવયવ)=જેને એક અથવા વધારે અંગ નથી. તે (લુલું, લંગડું, ઠુંઠું, આંધળું, બહેરું વગેરે)
સારંગી=એક તારનું વાજું
રોશની=પ્રકાશ, લાઇટ
સ્વર=અવાજ
દીન=દયામણું
વદન=(વદ=બોલવું+અન)=મોં
ખોખરી=સારા અવાજ વગરની
બેસૂર=(બે=નઠારો+સૂર=અવાજ) કાનને સારો ન લાગે એવો અવાજ
ચિત્તભ્રમ=(ચિત્ત+ભ્રમ) ગાંડા જેવો

નિશ્વાસ=નિસાસા
ક્ષય=ખઇ; શરીર દહાડે દહાડે ઘસાતું જાય એવો રોગ
આજારે=માંદગીએ; રોગે
હાય=ફીકર; ચિંતા
સૂર=ગાયનમાં મુખ્ય જે સાત સ્વર છે તે (સા,રી,ગ,મ,પ,ધ,ની)
કંઠ=સ્વર; અવાજ
લીન=એકતાર; મશગુલ
ઠઠ=ભીડ; જમાવ
પુંઠ ફેરવી=પાછી વળી
ગંભીરાઇ=કંઇક ભય અને ઘણું આશ્ચર્ય ઉપજાવે તેવાપણું; ગંભીરપણું
પરવરદેગાર=પ્રાણી માત્રને પુરું પાડનાર; દુનિયાનો સાહેબ; પરમેશ્વર
અચ્છી=સારી

સાર—એક બીજાનાભાવને લીધે આશા બંધાય છે અને તેથી સારો લાભ મળે છે.

પાઠ ૧૨.

અનારોગ્ય=(અન્=નહિ+આરોગ્ય=તંદુરસ્ત)=તંદુરસ્ત નહિ; રોગી
આરોગ્ય=(અ=નહિ+રોગ=ય=સ્થિતિ)=રોગ વગરની સ્થિતિ; તંદુરસ્ત
તબીએત=શરીર પ્રકૃતિ
શરદી=ભેજ; પાણીવાળી હવા
તંદરોસ્તી=(તન=શરીર+દુરસ્ત=સાદૃ+ઇ=વાળું)=આરોગ્યતા
પચ્ચે=મચે
સડસડાટ=સપાટાબંધ; ઝડપથી
ચુઆ=વરસાદના છાંટા છાપરામાંથી ટપકે છે તે જગા
તાડછાં=તાડનાં પાતરાં
વગ=સવડ; જોગવાઇ
ભોંયતળીઉં=ઘરમાં નીચેનો ભોંયપરનો ભાગ
વેધ=ઘર બાંધવાના શાસ્ત્ર પ્રમાણે ન બાંધવું તે; ખામી; બાધ
નિકાલ=રસ્તો; માર્ગ
ફરાગત=ઝાડો પિશાબ;મળમુત્ર
કમસમજ=(કમ=ઓછી+સમજ)=ઓછી અક્કલ
જમાવ થાય છે=ભેગી થાય છે

ત્રિદોષ=વાયુ પિત્ત અને કફનો, બગાડ; તાવ શૂળ અને ખાંસીનો રોગ
ફેફસાં=હવા ભરવાની કોથળીઓ
કાજળ=મેંસ
ઢોરઢાંખર=ઢોર વગેરે

મળમુત્ર=ઝાડો પિશાબ
ઉલટી=ઓકારી
ચૂંક=પેટમાં દુખાવો થવો તે
કોગળીઉં=ઓકી ઓકીને માણસ મરે તે રોગ
જમાવ=ભેગું.

સાર—ઘર બાંધતી વખતે કઇ કઇ બાબતો ધ્યાનમાં રાખવી? ઘરની અંદરની વ્યવસ્થા કેવી રીતની રાખવી?

### પાઠ ૧૩.

કાશી=ગંગા નદીપર પવિત્ર જાત્રાનું ધામ છે.
યાત્રા=જાત્રા
કાશીવિશ્વનાથ=મહાદેવનું નામ છે
તીર્થક્ષેત્ર=(જાત્રાનું ઠેકાણું)
મંદિર=ઠેકાણું; ધામ
મુક્તિપુરી=મુક્તિ=મોક્ષ+પુરી=નગરી) =મોક્ષની નગરી
અશક્ત=(અ+શક્ત=શક્તિ=) કમજોર
દેહ પડે=મરે
જન્મ મરણનો ફેરો ટળે=મોક્ષ મળે.
ખ્યાલ=વિચાર; ધારણા
સોઇ=જોગવાઇ; સવડ
ભાથું=મુસાફરીમાં સાથે રાખેલો ખાવાનો પદાર્થ.
ચોર ચાખર=ચોર વગેરે
પરાપર=ઘણીજ
બીન=વગર; વિના
ઘાટ=ઓવારા
દશાશ્વમેધ=(દશ+અશ્વ=ઘોડો+મેધ=ભોગ બળિદાન) દસવાર ઘોડાનું બળિદાન આપેલી જગા
ગ્રહનિરીક્ષણ=ગ્રહ+નિરીક્ષ=ધારીને જોવું+અણ એ પ્રત્યય નામ કરે છે)=ગ્રહનું અવલોકન
વિચિત્ર=તરેહવાર
ઘંટાકાર+(ઘંટ+આકાર)=ઘંટના આકારનું

ઘાટ=આકાર; ડોળ
શિવમંદિર=(શિવ+મંદિર) મહાદેવનું દહેરું.
વિશ્વવિખ્યાત=દુનિયામાં જાણીતું
શિવાલય=(શિવ+આલય=ઠેકાણું) મહાદેવનું દહેરું
બિલપત્ર=(બિલ=બિલા+પત્ર=પાંદડાં) =બિલ્લાના પાંદડાં
દર્શન=ઝાંખી
જ્ઞાનકુપ=(જ્ઞાન+કુપ=કુવો) અક્કલનો કુવો (એમાં નહાવાથી અક્કલ વધે છે)
ભાવિક=(ભાવ+ઇક=વાળો)=આસ્થાવાળા; શ્રદ્ધાળુ
આચમન=જમણી હાથેલીમાં પાણી લઇ ચુસી જવું તે; ચાંગળું પાણી પીવું તે.
ગજવા કાતરુ=ખીસા કાતરૂં; ચોરી કરનાર.
સાવધ=સચેત; હોંશિયાર; ચાલાક
ઝરૂખાદાર=(ઝરૂખા=માળનો આગળ વધારેલો ભાગ+દાર=વાળા) ઝરોખવાળા
ખિચોખિચ=સભર; સંપૂર્ણ; પાસેપાસે
કિનખાબ=કસબ અને રેશમથી ભરેલું તરેહવાળું કપડું.
કુમાસ=પોત
મજલીન=એક જાતનું ઝીણા કુમાસનું કપડું.
પીતાંબર=(પીત=પીળું+અંબર=રેશમી વસ્ત્ર)=પીળું રેશમી વસ્ત્ર; અબોટીયું
નમુનેદાર=શ્રેષ્ઠ; ઉત્તમ
મૂર્તિ=પત્થર કે લાકડામાં કોતરેલું કે ધાતુનું ઘડેલું દેવ દેવીનું. જે સ્વરૂપ તે
નાનાવિધ=જુદી જુદી જાતના
આંખ ધરાવી નથી=વારંવાર જોવાનું મન થાય છે.
દબદબો=ભપકો; ઠાઠ
સાજ=શણગાર
શ્રેષ્ઠ=મોટામાં મોટું
ધુરંધર=ઘણા મોટા
આચાર્યો=મોટા ગુરૂઓ
પાઠશાળા=(પાઠ+શાળા)=કોલેજ

અનાદિ=(અન્+આદિ=આરંભ)=જેને આરંભ નથી તે; ઘણા જુના
પદ્ધતિ=રીત; રિવાજ

પાઠ ૧૪.

ખંત=કાળજી; ચેટક
સાચવટ=(સાચ+વટ=પણું)=સાચાપણું
કુમળું=નાનું
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી=જે આદત પડી હોય તે મટાડી મટે નહિ.
ખુબી=વખાણવા લાયક ચતુરાઇ
મહાવરો=અભ્યાસ
જાદે=વધારે; અતિશય
મહાલવા=મરજીમાં આવે તેમ કરવા
પરીક્ષા=(પરિ+ઇક્ષ=તપાસવું+આ)=ચોગરદમથી તપાસવું તે
આદરી=આરંભી; શરૂ કરી
મુક્તાફળ=મોતી
અંકુર=ફણગો
હૃદયકમળ=જેમાંથી પ્રેમ પેદા થાય છે તે; અંતઃકરણરૂપી કમળનું ફુલ
અનુકરણ=(અનુ=પાછળ+કૃ=કરવું) દેખાદેખી; એકનું જોઇ બીજાએ કરવું તે
અનરૂપ=મૂળને પૂરેપૂરો મળતો
તર્ક=વિચાર; કલ્પના
શોધક=(શોધ+અક)=શોધ કરનાર
પ્રજાસત્તાક=(પ્રજા+સત્તા+અક)=રૈયતની સત્તાવાળું
પ્રમુખ=(પ્ર+મુખ)=વડો; મુખી
ઉંડી અસર=સારી લાગણી
બાલ્યાવસ્થા=(બાલ્ય+અવસ્થા) નાનપણ
જનેતા=મા.
ભક્તિભાવ=ખરો પ્રેમ
જીવન=જિંદગી
સાંપડે છે=મળે છે; આવે છે
પાયા વગરના=નકામા
સ્વર્ગ સમી=સ્વર્ગ જેવી
મૂળ=શરૂઆત
પ્રતાપ=બળ

પાઠ ૧૫.

વિવેક=ખરૂં ખોટું સમજવાની શક્તિ
જળપાત્ર=(જળ+પાત્ર)=પાણીનો લોટો

ભગાસું=સુરતીથી એકાએક મોં પહોળું થાય છે તે
હુંપદ=અહંકાર; ગર્વ
સંભવિત=આબરૂદાર; પ્રતિષ્ઠિત
પરિચય=ઓળખાણ; સહવાસ
બીભત્સ=ભુંડા શબ્દ; અપશબ્દ

સવાલ—વિવેક શીખવાનું મુખ્ય સ્થળ કયું? આપણા કરતાં મોટા, બરોબરીઆ અને નાના સાથે કેવી રીતે વર્તવું? આપણે ઘેર કોઇ આવે તેની સાથે કેવી રીતે વર્તવું? આપણો પોશાક કેવો રાખવો? સારા માણસ દેખતાં કઇ કઇ ક્રિયા કરવી નહિ? અંગ્રેજ લોકોને મળવા જવામાં કયા કયા નિયમો યાદ રાખવા?

પાઠ ૧૭.

પાધરો દોર=સીધો
ઝગમઝગારો=ચળકાટ
દેગ=મોટો દેગડો
અનાવૃષ્ટિ=(અન્+આ+વૃષ્ટિ=વરસાદ)=વરસાદ ન થવો તે
રૂડાં વાનાં=પ્રતાપ
અમુલખ=કીમતી
સોઇ=સવડ
છાવણી=લશ્કરી મથક
યોગે=લીધે
નાનાવિધ=જુદી જુદી તરેહના

સવાલ—આગગાડીથી શા શા લાભ થયા? આગગાડીના એંજીનની હકીકત સમજાવો. હિંદુસ્તાનમાં સાડાપાંચ, સાડાચાર, સાડાત્રણ અને અઢી ફુટના માપની કઈ કઇ રેલવે છે ને તે કયાંથી કયાં સુધી જાય છે? વરાળના બળ સિવાય બીજા કયા બળથી આગગાડી ચલાવી શકાય છે?

પાઠ ૧૮.

શ્રીનગર=કાસ્મીર
દરિદ્ર=કંગાલ; ગરીબ
જવલ્લેજ=ભાગ્યેજ
દરિદ્રતા=કંગાલિયત; ગરિબાઇ
પ્રહર=પહોર; ત્રણ કલાક
કુળવાન=(કુળ+વાન)=કુલીન
કુળવંતી=(કુળ+વંતી)=કુલીન
કથની=કુથલી; ખોટી વાતો
ચલાયમાન=અસ્થિર; ચંચળ

પાકટ=પુખ્ત

અંતકાળ=મરતાં સુધી; જિંદગી પર્યંત

આપત્તિ=દુઃખ; આફત

ઉડાઉ=કમાણી કરતાં વધારે ખર્ચ કરનાર; નકામું બહુ ખર્ચ કરનાર

પ્રતિદિન=(પ્રતિ+દિન)=દરરોજ; હંમેશાં

સેવવા=પાળવા

શીઘ્ર=તરત ને તરત કરેથી

યાદદાસ્ત=સ્મરણશક્તિ

લારા=છોડીનું નામ

બ્રિજમન=કુળનું નામ

પરોપકાર બુદ્ધિ=પારકાનું ભલું કરવાની વૃત્તિ

શિક્ષણ પદ્ધતિ=શીખવવાની રીત

ગત=હાલત

શાપ=ભાષા

યોજી=શોધી; ગોઠવી

બેહદ=(બે+હદ) બહોળ

અંધશાળા=(અંધ+શાળા)=આંધળાની નિશાળ

## પાઠ ૧૯.

ખામી=તંગી; અછત

કરપલ્લવી=(કર=હાથ+પલ્લવી=ઇશારત)=હાથની નિશાની

મુદ્રા=ચિન્હ; નિશાની

ચિન્હો=નિશાનીઓ; મુદ્રાઓ

સાર—૧) ગમે તેવો અપંગ હોય તોપણ તે ઉદ્યોગ, હોંસ અને દ્રઢતાથી ભણી ગણી હોશિયાર થાય છે. ૨) ઇશ્વરે આપણને સઘળા અવયવો સારા આપેલા છે માટે ઇશ્વરનો પાડ માનવો, અને તેથી બીજા માણસોને સુખી કરવાના પ્રયત્ન કરવા.

## પાઠ ૨૦.

સાહસ=જે કામ પાર પાડવામાં જીવની હાનિ થવાનો સંભવ હોય તેવું મોટું કામ કરવાની જે હિંમત તે; વગર વિચાર્યું;

અન્વય—સાહસ કર્મ કર્યાથી હર્ષનો નાશ હોય, કવિ શામળદાસ કહે છે કે એ દ્રષ્ટાંતથી દેખો.

સમજુતી—વગર વિચાર્યું કામ કરવાથી ખુશાલીનો નાશ થાય છે; માટે શામળદાસ કવિ કહે છે કે તમે એ દાખલાથી જુઓ.

રવાના કરવામાં=મોકલવામાં
બેપરવા=(બે+પરવા)=બેદરકાર
જામી=ઠરી
સાહસિક=(સાહસ+ઇક)=સાહસ કરનાર
પરશુરામ=જમદગ્નિના પુત્ર વિષ્ણુના દશ અવતારમાંના છઠ્ઠા ને ચોવીસમાંના ૧૯મા અવતાર છે
નિજ=પોતાને
ઈંદ્રજીત=રાવણનો મંદોદરીથી થએલો મોટો પુત્ર
શૂર=શૂરો
વીર=યોદ્ધો
વિક્રમ=પરમાર વંશનો ઉજ્જનનો પરદુ:ખભંજન મહારાજા
સીકંદર=અલેકઝાંડર; ગ્રીસ દેશનો રાજા
અમર=(અ+મર) મરે નહિ એવું; કાયમ; અચળ
જગે=જગે; ઠેકાણે
યાહોમ કરી=ઝંપલાવી
આગે=આગળ; અગાડી
ઉઘાડપગા=જોડા વગરના

અન્વય—સાહસે પરશુરામે અરજુનને પુરો કર્યો, તે પ્રસિદ્ધ પરશુરામ નિજ વચને રહ્યો, સાહસે લક્ષ્મણે શૂર ઇંદ્રજીતને હણ્યો; સાહસે વીર વિક્રમને સહુ જગત ભણે છે. સાહસે સીકંદર નામ સહુ જગે અમર છે. જો તમે યાહોમ કરીને પડો તો ફતેહ આગે છે.

સમજુતી—સાહસથી પરશુરામે અરજુનને માર્યો છે તે પ્રસિદ્ધ પરશુરામ પોતાના વચનથી રહ્યા. સાહસથી લક્ષ્મણે શૂરા ઈંદ્રજીતને માર્યો. સાહસને લીધે મહાત્મા વિક્રમને આખી દુનિયા યાદ કરે છે. સીકંદરના સાહસથી તેનું નામ બધી જગાએ અમર છે. જો તમે પણ સાહસથી ઝંપલાવો તો જીત અગાડીજ છે.

સવાલ—સાહસ કેટલી જાતના છે? સાહસ શબ્દને સારા અર્થમાં અને નઠારા અર્થમાં વાપરી બતાવો. સાહસ શબ્દને સારા અર્થમાં વાપર્યો તે લાવણી બોલો.

## પાઠ ૨૧.

સફરી=મોટા દરીઆઇની મુસાફરી કરનાર
વાધરી=ચામડાની દોરી
જળ પ્રવાસ=(જળ+પ્રવાસ)=પાણીની મુસાફરી
બતેલા=નાનું વહાણ
ફતેમારી=(ફતે+મારી)=બતેલાથી મોટું વહાણ
સવા=(સ+વા) સારો પવન
સુકાન=વહાણને ફેરવવાનો દાંડો
સફર=દરીઆની મુસાફરી
સરજામ=સામાન
મનવાર=લડાઇનું વહાણ
ગંજાવર=ઘણું મોટું
બંદર કર્યા વગર=મુકામ કર્યા વગર
ટન=વીસ હંડ્રેડ
કાટકા=કડાકા
યાંત્રિક બળ=(યાંત્રિક=યંત્રની+બળ=શક્તિ)=સાદામાં સાદા યંત્રની શક્તિ
વિદ્યુત=(વિ+ઘ્યાર+ઘુત=પ્રકાશવું+ત=ભૂતકૃદંતનો પ્રત્યય=એવું)=પ્રાણી માત્રમાં જે ગુપ્ત બળ રહેલું છે તે; વીજળી
હોકાયંત્ર=(હુક્કા=હુક્કો=ડાબડી+યંત્ર વહાણમાં દિશામાં જાણવાનો સંચો
લોહચુંબક=(લોહ=લોઢું+ચુંબક=ચુશી લેનાર)=લોઢાને પોતાની તરફ ખેંચનાર (એ એક એવી જાતનું લોઢું છે કે તેની પાસે થોડે છેટે સોય વગેરે બીજું સાધારણ લોઢું ધરીએ તો તેને તે ખેંચી જઇ પોતાની જોડે વળગાડી દે છે

## પાઠ ૨૩.

દ્રોપદી=આગની કુંડમાંથી નીકળેલી દ્રુપદ રાજાની પુત્રી
સ્વયંવર=કન્યાએ પોતાની ઇચ્છા મુજબ વર શોધી કાઢી પરણવું તે
દ્રુપદ=પંચાળ દેશનો રાજા; પ્રષદનો પુત્ર
ભૂદેવો=(ભૂ+દેવો)=બ્રાહ્મણો
નિવેદન=જણાવ; કહી બતાવ
ધ્રુષ્ટદ્યુમ્ન=હોમ કુંડમાંથી નીકળેલો દ્રુપદનો છોકરો
ચોજરી=તાકરી; ફેકરી

જળેજ=પાણીમાંજ

ક્ષત=ઘા; છેદ

મચ્છ=માછલું

ભગિની=બેન

વરમાળ=સ્વયંવરમાં કન્યા જે માળા-હાર પહેરાવી પોતાનો વર કરી થાપે છે તે; વરવહુની કોટમાં પરણતી વેળા જે માળા ઘાલવામાં આવે છે તે

**અન્વય**—વીરો સાંભળો, પણ જે ધનુષ્ય ઉઠાવશે અને ચક્રમાંથી જતું શર જે યોજશે; ને જળેજ જોઈ મચ્છને ક્ષત કરશે, તેને (મારી) ભગિની આવા વરમાળા પહેરાવશે.

**સમજુતી**—ભાઈઓ સાંભળો. જે કામઠું ઉંચકશે અને ચક્રમાંથી જાય એવી રીતે બાણ ફેંકશે, ને પાણીમાંજ જોઈને મચ્છ વીંધશે તેને મારી બેન આ વરમાળ પહેરાવશે.

હાથ ઘસીને=પસ્તાઈને; દીલગીર થઈને

ડોળ=ભપકો

જયદ્રથ=સિંધુરાજાનો પુત્ર. (એ દુર્યોધનની બેન દુઃશીલા સાથે પરણ્યો હતો)

બાંકા ટેડા=ફાંકડા

તાવ=તાલ; મૂછપર હાથ ફેરવવો તે

સાધ્યો=તાકયો

ડુંટી=નાભિ; પેટના નીચલા ભાગમાં જે શરીરનું મધ્ય બિંદુ છે તે

પણછ=ચાપ; ધનુષની દોરી

ચોઘડીકું=ચાર ઘડીનો વખત

શિશુપાળ=દમઘોષનો વસુદેવની બેનથી થએલો પુત્ર

નયનવેધ=આંખ છેદવી તે

પ્રબળ=(પ્ર+બળ)=જોરાવર

વેધી=વીંધી; છેદી

વરો=પરણો

ખેદ=બળાપો; અફસોસ

કીર્તિમંત=(કીર્તિ+મંત) આબરૂવાળા

સોંપે=જણાવે

વીર=બહાદુર

સાથ=સમૂળ

| | |
|---|---|
| પણ=નિયમ; પ્રતિજ્ઞા; બાધા | ભીડે=ધરે |
| દાખી=બતાવી | વિપ્ર=બ્રાહ્મણ |
| વીર્ય=પરાક્રમ; બહાદુરી | લાજ=આબરૂ |
| ક્ષત્રીજાયો=ક્ષત્રી પુત્ર | સરશે=થશે |

અન્વય—કોઇ રાજા ઊઠો ઊઠોની ! અને મચ્છ વેધી કન્યાએ વરો; મચ્છ વેધી કન્યા વરો, (કે જેથી) મારૂં પણ મિથ્યા ન થાએ. (૧) કોઇ મચ્છ વેધી નવ શકે, આ જોયે મુને (મનમાં) ખેદ થાય (છે;) સૌ ક્ષત્રી કાન્તિમંત સોયે, પણ શું ! અહીંઆં (કોઇ) વીર ન હોયે ! (૨) વારૂ માથે સારા મુગટ મુકયા છે (તો) હવે મારૂં પણ સાર્થ (ક) કરો; (તમે) કોટે મોતીની માળા ઘાલી છે. (તો હવે) વીર્ય દાખી વરમાળ પહેરો. (૩) કો ક્ષત્રી જાયો હામ ન ભીડે (તો) વિપ્રમાંથી કોઇ કામ કરો; (કે જેથી) સભાકેરી ને મારી લાજ રહેશે. (અને) વળી કન્યાનું કામ કરશે.

સમજુતી—કોઇ રાજા ઊઠો ઊઠો અને માછલાને છેદી કન્યાને પરણો; માછલાને છેદી કન્યાને પરણો; કે જેથી મારી પ્રતિજ્ઞા નકામી જાય નહિ. (૧) કોઇ માછલું છેદી શકતું નથી આ જોઇ મને મનમાં (દીલગીરી) બળાપો થાય છે:—અફસોસ છે કે કોઇ માછલાને વીંધવાને સમર્થ નથી. બધા ક્ષત્રીઓ આબરૂદાર (પ્રતિષ્ઠા વાળા) જણાય છે. પણ શું ! અહીંઆ કોઇ બહાદુર નથી ? (૨) વારૂ તમે માથે મુગટ મુકયા છે (તમે રાજા છો) તો ઠીક પણ હવે મારી પ્રતિજ્ઞા સફળ કરો; વળી તમે ગળામાં મોતીની માળા ઘાલી છે. તે ખોટી માનું છું; તો હવે તમારૂં પરાક્રમ બતાવીને વરમાળ પહેરો. (૩) કોઇ ક્ષત્રીય પુત્ર હિંમત કરે નહિ, તો બ્રાહ્મણમાંથી તમે કોઇ મારૂં કામ કરો; કે જેથી સભાની ને મારી આબરૂ રહેશે, અને વળી કન્યાનું પણ કામ સરશે. (૪)

કોડ=હોંસ
હીન=લાચાર
વીનવે છે=વિનંતી કરે છે
કર્ણ=કુંતીને કુંવારી અવસ્થામાં સૂર્યથી થએલો પુત્ર
સિદ્ધ કરીશ=પાર પાડીશ
સંધાન=જોડાણ
સુતપુત્ર=દાસને પુત્ર
લજ્જિતપણું=શરમાળપણું
ક્રોધયુક્ત=ગુસ્સાવાળા
નક્ષત્રી-ક્ષત્રી વગરની
સાક્ષાત=પ્રત્યક્ષ
કન્યારત્ન=કન્યા રૂપી રત્ન
તેજ=આબરૂ કીર્તિ
વામન=વિષ્ણુનો પાંચમો અવતાર; ઇંદ્રના નાનાભાઇ
પરશુરામ=જમદગ્નિના પુત્ર (એ ત્રેતાયુગના પ્રારંભમાં જન્મ્યા હતા)
અગસ્તિ=એ નામના ઋષિ; વરૂણ ને ઉર્વશીના પુત્ર
વાન=બાંધો; વર્ણ; વરૂણ
ચાંચળ=ચંચળાઇ
છટાએ=ખુબીથી
કાપડી=કાપડ વેચનાર; (કારણકે પાંડવો કાપડ વેચવાનો ધંધો કરતા હતા. ત્યારપછીથી સાધુની સાથે જવા લાગ્યા) સાધુ, સાધુના વેષમાં અર્જુન
મરોડ=વાંક; લઢણ
ગળ્યાં=ભાંગ્યાં
દક્ષ=નિપુણ; હોશિયાર
ટાઢું કર્યું=નિવૃત કર્યું; કામથી નવરૂ કર્યું

અન્વય—જુઓ વિપ્રે કામ કીડી. છટાએ ધનુષ ધર્યું (છે) કાપડી ક્ષત્રીનું કામ છે; છટાએ ધનુષ ધર્યું (છે;) તેનો અંગ મરોડ જુઓ, છટાએ ધનુષ્ય ધર્યું (છે;) ગર્વી ભૂપતિના કોડ ગળ્યાં. છટાએ ધનુષ ધર્યું (છે;) એના નેત્રનો લક્ષ જુઓ. છટાએ ધનુષ ધર્યું (છે;) શર યોજવે કેવો દક્ષ છે. છટાએ ધનુષ ધર્યું (છે;) ઓહો! એણે મચ્છ વેંધ્યો (અને) ધનુષ ટાઢું કર્યું. વિપ્રે અદ્ભુત (કામ) કર્યું, (તેથી) એ સઘ વરમાળા પહેરશે.

**સમજુતી**—(એક બ્રાહ્મણ બોલ્યો કે) જુઓ આ બ્રાહ્મણે કેવી હિંમત કરી છે. ને કેવી ખુબીથી કામઠું પકડયું છે. કેવી ખુબીથી કામઠું પકડીને સાધુ ક્ષત્રીનું કામ કરે છે. એના શરીરની લઢણ જુઓ ! એણે ખુબીથી કામઠું પકડયું છે. અહંકારી રાજાઓના હોંસ ગળી ગયા છે. ખુબીથી કામઠું પકડયું છે. એની આંખની નિશાન તાકવાની ખંતીલી ધારણા જુઓ. એણે ખુબીથી કામઠું પકડયું છે. બાણ મારવે કેવો નિપુણ છે. એણે ખુબીથી કામઠું પકડયું છે. અરે એણે માછલું વીંધ્યું ને ધનુષ હેઠું પાડયું. એ બ્રાહ્મણે નવાઇ જેવું કામ કર્યું તેથી એને દ્રોપદી વરમાળ પહેરાવશે.

**અન્વય**—બાઇ કાંઇ વિસ્મે કરે (એવું) દીસે (છે) દ્રોપદી માળ પહેરાવે છે, (તેથી તેના) મનનું માન્યું થાય (છે,) (તેથી) તે અંતરે હરખાય (છે) (૧) બાઇ તે વરમાળા પહેરાવવાને મચ્છ વેધુની પાસ ઉભાં; એના (દ્રોપદીના) આશ ફળો; અને એ વર ક્ષત્રી હજો. (૨) બાઇ તમારૂં હેત ન વીસરે; અમને (તમારાથી) છુટા પડયાનું દુઃખ (છે પણ) તમને સુખ થાઓ અમાં (અમે) સુખ માનીશું (૩)

**સમજુતી**—બાઇ કાંઇ નવાઇ જેવું લાગે છે. પણ તમો એને માળા પહેરાવો છો; તેથી એ મનમાં ખુશ થાય છે; (૧) કારણ કે એના મનનું ધાર્યું થાય છે. દ્રોપદી તે વરમાળ પહેરાવવાને મચ્છ વેધુની (અરજુનની) પાસે ઉભા. એની (દ્રોપદીની) આશા સફળ થાઓ અને એ વર ક્ષત્રી હોજો. (૨) બાઇ તમારૂં હેત ભુલાય તેમ નથી તેથી અમને તમારાથી વિયોગ થયાનું દુઃખ થાય છે, પણ તમને સુખ થશે તેમાં અમે સુખ માનીશું. (૩)

## પાઠ ૨૪.

મક્કા=અરબસ્તાન દેશમાં શહેર છે (તેમાં મહંમદ પેગંબર સાહેબનો જન્મ થયો હતો)
હજ=મક્કાની જાત્રા કરવી તે
હાજી=જાત્રા કરનાર; જાત્રાળુ
જેદ્દા=અરબસ્તાનમાં રાતા સમુદ્રને કાંઠે બંદર છે.
મજલ=ટપ્પો
જોગવાઇ=સગવડ
પાક=પવિત્ર
ધારણ કરે છે=પહેરે છે
પાટલી=ધડી
લીખ=જૂનાં ઈંડાં
શરીફ=કીર્તિમંત; આબાદ
નિમાજ=બંદગી, પ્રાર્થના
ફરમાન=હુકમ
લબ્બેક=હું આવું છું
ચુંબે=ચુંબી કરે
ચાલ=ચાલથી
પઢી=ભણી
અલેહિસ્સલામ=જેના નામ ઉપર રહેમત રહે તેવા
ખુદબા=ધર્મનો ઉપદેશ
ભોગ=બળિદાન
મહંમદ પેગંબર=ઇશ્વરના ત્યાંનો સંદેશો લાવનાર મહંમદ; ઇસ્લામી પંથનો સ્થાપનાર
મદીના=અરબસ્તાન દેશમાં શહેર છે (અહીંઆ મહંમદ પેગંબર સાહેબ મરણ પામ્યા હતા)
ઇસ્લામી ધર્મ=મુસલમાની ધર્મ
શેતાન=પતિત; અપવિત્ર

## પાઠ ૨૫.

પ્રાચીન=જુનું
અર્વાચીન=હાલનું; ચાલતા સમયનું
અંતર્ત્વચા=અંતર+ત્વચા=ચામડી=પડ) અંદરનું પડ
બહેરીન=ઇરાની અખાતમાં બેટ છે
સિંહલદ્વીપ=લંકા (એની આકૃતિ જમરૂખના જેવી છે)
છવાઇ રહે છે=ખીલી નીકળે છે; જણાય છે.
બડદીઆ=કાગા
સટકીઉં=ઝટ સરી જઇ છુટે એવી ગાંઠ
ચીમટા=ચીપીઆ
ભસ્મ=રાખ

વડ=પ્રકાર; જાત
વીંધ=છિદ્ર; કાણું
અંકાય=નક્કી થાય; ઘરાય
સરકો=શેરડી, તાડી વગેરેનો ખાટો થએલો રસ.

પાઠ ૨૬.

નિંદા=કોઇનું જુઠું બોલવું તે
ચાડી ચુગલી=વગર કારણે અથવા કારણસર કોઇની છુપી વાત બીજા ઘણા માણસ આગળ કહેવી તે
કુટેવ(કુ+ટેવ) ખરાબ આદત
ચર્ચા=વાદવિવાદ
કુથલી=નકામું ટહાયલું; સાર વિના લાંબી વાત; નિંદા
મેળાવડો=મંડળ
મંડળીની હવામાંજ ફેર પડતો=મંડળીમાં કાંઇક જુદીજ અસર થતી
છાપ=અસર
ઘર ભાંગે છે=ઘરમાં તૂટ પડે છે.
ચાનક=ખંત; ચેતક; કાળજી
ગીબત=નિંદા; નાલેસી; કોઇની પાછળ તેનું જુઠું બોલવું તે.
હલાલ કરેલી=ખાવાને માટે મારી નાખેલી,
તાજુબ=વિસ્મય
ખોડ=એબ; ખામી
ચીડ=કંટાળો; અણગમો.
નજરે નજરે=પ્રત્યક્ષ.
ખાસીએત=ટેવ; આદત
જડમૂળથી=સમૂળગી; તદન
જીભલડી=જીભડી; જીભ
લુલી=જીભ
વિકટ=અઘરૂં; મસ્કેલ

પાઠ ૨૭.

પ્રાત:કાળ=પ્રભાત
ચિત્ર=ચિતાર; આબેહુબ વર્ણન
મર્યાદા=છેવટની હદ; છેડો.
અરૂણ=સૂર્યનો સારથી
સારથી=રથ હાંકનાર
ચદ્રમા ગુઆ પછી=ચંદ્રમા અસ્ત થયા પછી
કુમુદિની=કુમુદ ફૂલનો વેલો; પોયણી
પ્રિયા=વહાલી
મેવતી=એક જાતનું ફૂલનું ઝાડ
નાસિકા ઇંદ્રિય=શ્વાસ લેવાની ઇંદ્રિય; નાક

દિવાકર=(દિવા+કર)=દહાડાનો કરનાર, રવિ; સૂર્ય
ચોપદાર=છડીદાર
નેકી=સાવચેટ
ઘોર=મોટો અવાજ
પ્રભાતીઉં=સવારના પોરમાં ગાવાની કવિતા
અમથો રાગડો કાઢી જૂઠું રડવા=ખોટો વિલાપ કરવા
તેઓની આંખ તેઓને મોંને જવાબ દેતી નહતી=તેઓના રડવાની અસર તેઓને ચહેરાપર જણાતી નહોતી,
દોપિસ્તા=સડી ચોપડી છુટેલા જાડા પત્તાં
ઇત્યાદિ-(ઇતિ=એ પ્રમાણે+આદિ=બીજી) એ પ્રમાણે બીજા પણ; વગેરે
બંધ=બંધન
શંખણી=કંકાસિએણ; નઠારી
આળસુ=જેને કામ કરવાનું મન ન થાય તે
એદી=ઘણોજ આળસુ; આળસુ કામ નહિ કરનાર
અંગવસ્ત્ર=(અંગ+વસ્ત્ર)=શરીર ઢાંકવાનું લુગડું
સહસ્રલિંગ=(સહસ્ર=હજાર+લિંગ) મહાદેવની હજાર દહેરીવાળું
રનવાગલા=રનવાગોળ
સફળ=સિદ્ધ; પૂર્ણ
નિષ્ફળ=(નિષ્ફળ)=નકામી; ફોકટ
ચિંતાતુર=ચિંતા+આતુર)=ફીકરમંદ
લાદીને=પીઠપર ભાર ભરીને
ઘાટ=ઓવારા
ધનુર્વિદ્યા=(ધનર+વિદ્યા)=કામઠું ખેંચી બાણ મારવાની વિદ્યા.

## પાઠ ૨૯.

મશહુર=પ્રખ્યાત; નામીચા
નિર્ધનતા=(નિર્+ધન+તા)=ગરિબાઇ
રસ=લહેજત; શોખ.
અંધારણુ=આંધી
સ્કોલરશિપ=વિદ્યાર્થીને મદદ તરીકે જે રકમ મળે છે તે
નિર્વાહ=ગુજારો; પોષણ
ઉદાહરણ=દ્રષ્ટાંત; દાખલો

બાહુબળ=જાત મહેનત
ઉંચે સ્થાને=ઉંચી પદવીએ
મનોબળ=મનનું જોર; મગજ શક્તિ
મંત્રી=કારભારી
સુધારક=(સુ+ધાર+અક)=સુધારો કરનાર
તંત્રીપણું=વર્તમાનપત્ર વગેરેમાં લખાણ કરી તે ચલાવવાનું કામ
ગયું દીઠું ન પડ્યું=જવાથી કામને હરકત આવી; કામ અટકી ન રહ્યું
ઇન્સ્પેક્ટર=તપાસનાર
ડેપ્યુટી=તાબાનો
વહોરી=માથે લઇ
બીડું ઝડપ્યું=આગેવાની કરી
ટ્રેનિંગ=શિક્ષણ
પ્રિન્સિપાલ=મુખ્ય ગુરૂ
પ્રાથમિક=(પ્રથમ+ઇક)=શરૂઆતની
ભાષાંતરો=તરજુમા; એક ભાષામાંથી બીજી ભાષામાં નકલ કરવી તે
અભિપ્રાય=સલાહ; વિચાર
વર્નાકયુલર=ચાલતી દેશી ગુજરાતી ભાષા
સોસાઇટી=મંડળી
પ્રસાર=ફેલાવો
ઉન્નતિ=ચઢતી
પ્રયાસ=મહેનત; યત્ન
ઉદય=ચઢતી; ઉન્નતિ
અર્પણ=બક્ષીસ; ભેટ
નિખાલસ=નિષ્કપટી; શુદ્ધ મનના

## પાઠ ૩૦.

ઢંઢેરો=સઘળી રૈયતને માટે સરકાર તરફનું જાહેરનામું
નામદાર=(નામ+દાર)=પ્રખ્યાત
ઇસ્ટ ઇંડિયા કંપનિ=ઇંગ્લાંડથી હિંદુસ્તાનમાં વેપાર કરવા આવેલી મંડળી
સ્થાપન=મંડાણ, શરૂઆત
મૂળ હેતુ=અસલ વિચાર
રાજ્યવ્યવસ્થા=(રાજ્ય+વ્યવસ્થા)= રાજ્ય બંધારણ
ગરબડ=ગોટાળો
પાર્લામેન્ટ=ઇંગ્લાંડની રાજકીય સભા
સનંદ=પરવાનો; પટો
મારફત=દ્વારા; વડે
સમસ્ત=બધા
દિલાસો=ધીરજ
અભયવચન=(અ+ભય+વચન)=

બીક વગરના ખાતરી ભરેલા બોલ
પ્રગટ કર્યો=જાહેર કર્યો
હસ્તક=તાબે; કબજે
વાઇસરૉય=(વાઇસ=બદલે=રૉય=રાજા)=રાજાને બદલે નિમાયલો અધિકારી; પ્રતિનિધિ
તહનામું=સલાહનો કરાર
કરારનામું=સરતપટો
સદરહુ=ઉપર કહેલી; મજકુર
ધક્કો=નુકસાન
મરતબો=માન; મોટાઇ
પ્રત્યે=તરફ
રાજ્યધર્મ=(રાજ્ય+ધર્મ)=રાજાની ફરજ
ઇતરાજી=નાખુશી; કમમહેરબાની
સ્વસ્થતા=(સ્વસ્થ=શાંત+તા=પણું) શાંતિ
લોકપયોગી=(લોક+ઉપયોગ+ઇ) લોકના જરૂરના
વૃદ્ધિ=વધારો
સમગ્ર=આખી; બધી
આબાદાની=ચડતી
સામર્થ્ય=જોર; બળ

પાઠ ૩૧.

લંડન=ઇંગ્લાંડમાં ટેમ્સ નદીને કાંઠે બ્રિટિશ રાજ્યધાનીનું શહેર છે (એ દુનિયામાં મોટામાં મોટું શહેર છે.)
રોનકદાર=(રોનક+દાર) ભપકાદાર
ઝળાંઝળાં થઇ રહેલી=પ્રકાશેલી
ગ્યાસ=વાયુ
જંગી=મોટી
સુરંગ=જમીનમાં દારૂ ભરી ઉડાવવો તે
ટેમ્સ ટનલ=ટેમ્સ નદીની નીચે થઇ ગાડી, ઘોડા માણસ અને આગગાડીને જવાનો રસ્તો
રઢિઆળું=સુંદર; રૂડું; સુશોભિત
પટ્ટાભિષેક=ગાદીએ બેસાડવાની ક્રિયા
દફન કરવું=દાટવું
પાલેસ=મહેલ
મ્યુઝીઅમ=પ્રદર્શન; સંગ્રહસ્થાન
ઐતિહાસિક=ઇતિહાસ જણાવનારી
બખ્તર=લોઢાની જાળીનો અંગરખો; કવચ

મુગટ=તાજ
પ્રીજ=પૂલ
ચમત્કાર=નવાઇ
નેશનલ=પ્રજા સંબંધી
સાહસિક=(સાહસ+ઇક)=જોખમ
વેઠનાર
દેશાભિમાની=(દેશ+અભિમાન+ઇ)=
દેશનું અભિમાન રાખનાર

પાઠ ૨૩.

કૃતઘ્નતા=(કૃત+ઘ્ન+તા)=નીમકહલાલ
પણું
લાગણી=ભાવ
વૃત્તિ=વલણ
ઉંચો ભાવ=ખરી આસ્થા
શ્રવણ=માત પિતાની આજ્ઞા
પાળનાર બ્રાહ્મણ
વિસુવિઅસ=નેપલ્સની પાસે ઇટાલી-
માં જવાળામુખી પર્વત છે તે
લાવા=જવાળામુખીના મોંમાંથી જે
ઉનો રસ નીકળે છે તે
અગ્નિરસ=(અગ્નિ+રસ)=અગ્નિનો
રસ
ગરક થઇ ગયું=દટાઇ ગયું.
ઠીબો=ટાઢો, ઠંડો

અસાધારણ=(અ+સાધારણ)=
સાધારણ નહિ તે; નવાઇનો
ભક્તિમાન=ભક્તિવાળા
ક્ષેત્ર=જાત્રાનું ઠેકાણું; ધામ
ગુણીજ્ઞ=ગુણ જાણનાર
શોકાતુર=(શોક+આતુર) દીલગીર.
આભારી (આભાર+ઇ)આભારવાળા
પંક્તી=દરજ્જો; પ્રકાર
કૃતઘ્ન=(કૃત=કામ+ઘ્ન=નાશ કરનાર)
=ઉપકારના બદલામાં અપકાર
કરનાર
કૃતઘ્નતા=નીમકહરામી
કરમ=ભુંડા કૃત્ય
ઘોર=ભયંકર
ચટકા ભર્યાજ કરતું=મનમાં ખેદ
થયાજ કરતો

પાઠ ૩૩.

ભવ્ય=મોટી સુંદર
મત્સ્યેંદ્ર=એ નામનો એક તપસ્વી;
ગોરખનાથનો ગુરુ
મઢી=ઝુપડી; પર્ણકુટીઓ;
મઢૂડીઓ

યોગશાસ્ત્ર=ચિત્તવૃત્તિના નિરોધનું શાસ્ત્ર
ઉપદ્રવ=હરકત; અડચણ
ખો=ગુફા; બખોલ; કોતર.
હાડકું પણ જડે=હાડકાના ચુરેચુરા થઇ જાય
અંધારા=તંમર; ચકરી; ફેર
વેદાંત=એ નામનું એક શાસ્ત્ર
પારંગત=પાર પામેલા
ચંડિકા=એ નામની દેવી; માતા
યથાશક્તિ=શક્તિ મુજબ
કુળદેવતા=ગોત્રજ
ઇષ્ટદેવતા=પોતે પસંદ કરેલો દેવ
જતિ=ગોરજી
સ્થાનિક=મઠવાળા; આશ્રમવાળા
પંથીઓ=પંથવાળા
વિરોધ=જુદાપણું; અણબનાવ
ઝાંઝવા=ઝાંખ; અંધારા
એક બીજાના ખભા ઉપર માથા કરી જોઇ રહેતાં હતાં=એક બીજાને ટાળ પડતાં વળગી રહ્યાં હતાં.
તળેટી=પહાડના મૂળ આગળની જગ્યા
ટુક=જગ્યા.

ચાતુર્માસ=ચોમાસામાં સાધુઓ એકજ જગ્યાએ ચાર મહીના રહે છે તે
તાણાવાણા=વણવાની સાળપર ઉભા આડા દોરા રાખવામાં આવે છે તે.
અનહદ=હદ વિનાનું; ઘણુંજ.
વરસાદની વૃષ્ટિ=ઘણોજ વરસાદ
પડખામાં=બાજુમાં
ઓરજ=જુદીજ; ન્યારી
ફોક=ફોકટ; નકામું.

પાઠ ૩૫.

ધાડાં=મોટાં
ગીચ=પાસે પાસે
સિંકોના=એ નામનું એક ઝાડ થાય છે જેમાંથી ક્વિનાઇન બને છે
જ્વરનાશક=(જ્વર=તાવ+નાશ+અક) =તાવ દૂર કરનાર; તાવ કાઢનાર
દેવદાર=એક જાતનું ઝાડ (એ ઝાડ હિમાલયમાં થાય છે)
સૌંદર્ય=શોભા; ખુબસુરતી
કાષ્ટઔષધી=ઓસડના કામમાં આવે એવું લાકડું; વનસ્પતિની દવા

ટુંકનજર=તાત્કાલિક લાભ

ઉન્મત્ત=(ઉન્+મત્ત=ગાંડું=મગરૂર) અહંકારી; ઉદ્ધત; અવિચારી

વોકળા=નાળા

સંહાર=નાશ; કતલ

ઢાંકણુ=ઢાંકણું

ડેરાડુન=ઉત્તર હિંદુસ્તાનમાં શહેર છે.

તકતા=જથા

ખંડ=ભાગ

અબનુસ=એક જાતનું ઝાડ

અરીઠે=અરીઠાનું ઝાડ

જુબિલી=પશ્ચિમ તરફના દેશમાં રાજા કે રાણી ગાદીપર બેઠા પછી ૨૫, ૫૦, ૬૦, વરસે જે મોટો ઓચ્છવ કરવામાં આવે છે તે

ટાંકણે=અવસરે; વખતે

અવસર=રૂડુ તાણું

હિતકારક=(હિત+કારક=)=ભલું કરનાર

પાઠ ૩૬.

ખોદે તે પડે=બીજાને નુકસાન કરવાને જે ધારે તેને પોતાનેજ નુકસાન થાય.

કરે તેવું ભોગવે=જેવું કામ કરે તેવું ફળ મળે

બગદાદ=એશિઆઈ તુર્કસ્તાનમાં શહેર છે.

ફીદા ફીદા=મોહીત; મોહ પામેલું

અમીર=જેને સરકાર તરફથી ખિતાબઅથવા જાગીર મળેલી હોય તે

ઉમરાવ=સરદાર; શ્રીમંત

નામના=ખ્યાતિ; કીર્તિ.

બેગ=અમીરી ઈલકાબ

આગા=શેઠ

કરાર=કબુલત; ઠરાવ

કાજી=કુરાન પ્રમાણે ન્યાય કરનાર.

મુફતી=મુસલમાન ધારાશાસ્ત્રી

જુમ્મા=શુક્રવાર

ખલીફા=મહમદ પેગંબરના વારસ

દસ્તબસ્તા=બંદબસ્ત

કાનુન=ધારા

લફ્જ=શબ્દ; વેણ

ખુબી=વખાણવા લાયક ચતુરાઈ

દામ=પૈસા

હાડકાંની ખરાબી થશે=માર ખાતાં હાડકાં ભાંગી જશે.

દરિઆવ=વિચાર
ખીસિઆણુ=ઝાંખા; વીલા
ઘાણ વળી ગયો=ઘણોજ ખપ્યો
ખાણ પડી=ઘાર ભાંગી ગઇ
પેટ પકડીને હસ્યા=ખુબ હસ્યા

પાઠ ૩૭.

શૌર્ય=ઉત્સાહ શક્તિ; બહાદુરી
વાટ પાડુ=રસ્તે લુંટનારા
ધોળે દહાડે=બધા લોક દેખે એવા દિવસના પ્રકાશમાં
ધાડ=લુટારાની ટોળી
પાલક=રક્ષણ કરનાર; રક્ષક
ધાડપાડુ=ધાડપાડી લુટનારા ટોળીનો માણસ
શુરાપુરા=ઘણા બહાદુર નર
પાળીઆ=પત્થરમાં કોરેલા લેખ
કેસરીઆ=યુદ્ધમાં મરતાં સુધી પાછી પાની ન કરતાં લડવું તે
સતીત્વ=(સતી+ત્વ)=સતીપણું; પતિવ્રતાપણું
ચિતા=ચેહ
રુવાં ઉભાં થઇ જાય=કંપારી છૂટે; પ્યાર, ભયંબો કે ભય વગેરે વૃત્તિને લીધે શારીરિક લાગણી થઇ આવે
રણસંગ્રામ=લડાઇનું મેદાન
વાવાઝોડું=પવનનું તોફાન; વંટોળીઓ
ધાડું=જાડું; ધટ્ટ
જીવને તળાવે બાંધી=મરવાની દરકાર ન રાખી
સ્વાર્પણ=(સ્વ+અર્પણ)=જાતનો ભોગ આપવો તે
સૌભાગ્યવંતી=સારા ભાગ્યવાળી; જેનો ધણી જીવતો હોય તે
આરે=કાંઠે; કિનારે
ડગ્યો નહિ=મન ફેરવ્યું નહિ; લોભાયો નહિ.
દુઃખનો આભ=ઘણુંજ દુઃખ
ટેક=વટ; પણ
લૂણ=અનાજ; નીમક; મીઠું
યુગ=જુગ; જમાનો

પાઠ ૩૮.

ચક્રવર્તી=જેની આણ નાનાં મોટાં ઘણાં રાજ્યો ઉપર વર્તાતી હોય તેવો; એક સમુદ્રથી બીજા સમુદ્ર

સ્વાધીન પ્રદેશનું રાજ કરનારો કે જેને બીજા સર્વ રાજાઓ ખંડણી આપતા હોય તેવો
મહારાજાધિરાજ=મહા+રાજ+અધિ +રાજ)=મોટા રાજાના રાજા
દિગ્વિજયથી=ઘણા રાજ્યોપર જીત મેળવનાર
કલ્યાણપતિ=કલ્યાણનો રાજા
આજ્ઞાંકિત હુકમ પાળનાર; હુકમમાં રહેનાર; તાબેદાર
સામંત શિરોમણી=સઘળા યોદ્ધાઓમાં શ્રેષ્ઠ;
શિરોમણી=શ્રેષ્ઠ; મોટો
યુદ્ધકૌશલ્ય=લડાઈમાંકુશળતાપણું
સેવામાં=હજુરમાં; નોકરીમાં;
પરાજય=હાર
છળભેદ=દગોફટકો; કાવતરું
ઘાટ ઘડશો=મારી નાખવા ઉપાય શોધશો
ફોડી=લાલચો આપી; પોતાના પક્ષમાં લઈ
ટીપ=યાદી
લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જવું નહિ, પણ તરત કપાળ ધરવું=મળતો લાભ તુરતે લઇ લેવો.
સ્વહસ્તે=(સ્વ+હસ્તે)=પોતાને હાથે
મસ્તકે=માથે
શ્રીમાન=ભાગ્યશાળી; યશસ્વી; ધન સંપન્ન
રાજેંદ્ર=રાજાઓના પણ રાજા
ગુર્જરેશ્વર=ગુજરાતના ધણી; ગુજરાતના રાજા
નીમકહલાલ=કૃતજ્ઞ; કરેલો ઉપકાર જાણનાર.
તન=છોકરો; પુત્ર
સુભટોપરિ=(સુ+ભટ+ઉપરી)=મોટા યોદ્ધાઓમાં શ્રેષ્ઠ
સેનાધિપતિ=(સેના+અધિ+પતિ) =લશ્કરનો મોટો ઉપરી
ભ્રષ્ટ=બગડેલી; અપવિત્ર થએલી
નિષ્કપટી=(નિષ્+કપટ+ઈ)=કપટ વગરના;નિખાલસ
ચોકખા મનના=પવિત્ર મનના
સામાવાળીઆ=વિરૂદ્ધ પક્ષવાળા
રિપુ=શત્રુ; દુશ્મન

લાંચ=પગાર કરતાં બીજું કંઇ છાની રીતે લેવું તે
રૂશવત=લાંચ (રૂશવત ફારસી શબ્દ છે)
ધર્મયુદ્ધ=યુદ્ધના નિયમ પ્રમાણે લડવું તે
પક્ષપાત=(પક્ષ+પાત) તરફદારી; તરફેણ
દુર્દશા=(દુર્+દશા) નઠારી હાલત
દેશકલ્યાણભાવ=(દેશ+કલ્યાણ+ભાવ)=દેશનું ભલું કરવાની ઇચ્છા
દુરાચાર=(દુર્+આચાર)=ખરાબ ચાલ
ઇચ્છાદિક=(ઇચ્છા+આદિક)=ઇચ્છા વગેરે
નખોદ=સત્યાનાશ
નખોદ વળવાનું=સર્વસ્વ જવાનું
સત્યમેવ જયતે=આખરે સત્યનો જય છે
ધર્મે જય=ધર્મથીજ જીત
પાપે ક્ષય=પાપથી નાશ
તાણ્યો તણાવાનો નથી=લાલચોથી ડગવાનો નથી.

ભરમાવ્યાથી=છેતર્યાથી; ભંભેરવાથી
લૂણહરામ=કૃતઘ્ન; નીમકહરામ
પ્રતિષ્ઠા=આબરૂ; મોટાઇ
ત્રિલોક=(ત્રિ+લોક)=ત્રણ લોક (સ્વર્ગ, મૃત્યુ, પાતાળ)
રાજદ્રોહી=(રાજ+દ્રોહ+ઇ)=રાજ્ય પ્રત્યે વેર બુદ્ધિ રાખનાર
ધીટકાર=ધિક્કાર; તિરસ્કાર
સુકીર્તિ=(સુ+કીર્તિ)=સારીઆબરૂ
બટ્ટો=એબ; કલંક; ડાઘ.

## પાઠ ૪૦.

ઉઘાડાં=નવસ્ત્રાં; નાગાં
હિંસક=(હિંસ=અક)=હિંસા કરનાર; ફાડી ખાનાર
કોતર=નદી કાંઠે જે ઉંડા ખાડાઓ હોય તે; પહાડમાં લાંબો પહોળો જે ઉંડો ખાડો હોય છે તે
બખોલ=ઝાડના થડનું પોલાણ
ગુફા=પહાડમાં જે પોલાણ હોય છે તે
જિંદગી નિભાવવા=ગુજારો કરવા
ઋષિપત્ની=મુનિની સ્ત્રી
વલ્કલ=ઝાડની છાલનાં લુગડાં

નજરપહોંચાડીને=અક્કલ વાપરીને; બુદ્ધિનો ઉપયોગ કરીને
રેંટીઓ=સુતર કાંતવાનો સંચો
હાથ મહેનત=હાથની મજુરી
અનહદ=(અન્+હદ) ઘણુંજ
ચમત્કારી=(ચમત્કાર+ઇ) નવાઇ જેવી, આશ્ચર્યકારક
મીલ=કાપડ વણવાનું કારખાનું
છેટાં ભાંગી ગયાં=અંતર ઓછું થયું

પાઠ ૪૧.

એકત્ર=એકઠાં; ભેગાં
શીટશે=મટશે
પાશેરમાં પહેલી પુણી=પાશેર રૂમાંથી પુણીઓ કરવાની હોય અને તેમાંથી એક પુણી બનાવવી તે. મતલબ કે કામની શરૂઆતજ થવી.
શકુંતલા=કણ્વ ઋષિની ધર્મ પુત્રી; દુષ્યંતની સ્ત્રી; ભરતની મા
ગૌતમી=એ એક તપસ્વી સાધ્વી હતી તે કણ્વના આશ્રમમાં રહેતી હતી એણે શકુંતલાને ઉછેરવામાં મદદ કરી હતી.
પ્રણામ પૂર્વક=(પ્રણામ+પૂર્વક) નમસ્કાર સાથે
પરિક્રમણ=(પરિ+ક્રમણ) પ્રદક્ષિણા
પ્રિયવંદા=એ એક ઋષિકન્યા હતી
ઉત્કંઠા=ઇચ્છા; મરજી
વિયોગ=(વિ+યોગ) જુદાપણું; જુદાઇ
કવલ=કોળીઆ; ખુણા
નર્તન=નાચવું તે; નૃત્ય
વિજોગ=જુદાઇ; વિયોગ
સકલ=સઘળી; બધી
વનલતા=વનવેલ; વનની વેલો
ઉભરો=મનનો જુસ્સો બહાર પડવો તે.

અન્વય—(તારા) વિયોગથી હરણો મુખમાંથી દર્ભના કવલ ઓંય નાખી દે (છે) અને (મોરને) વિજોગના ભાલા વાગ્યા. (તેથી) મોર નર્તન તજે છે. (૧) સકલ વનલતા પણ જાણે ખરેખર આંસું પાડે તેમ પત્ર વેરે છે, (અને) એવા પ્રકારથી ઉભરા કાઢે છે. (૨)

**સમજુતી**—તારા વિયોગથી હરણો મોઢામાંથી દરભના બાચકા ભોંયપર નાખી દે છે, મતલબ કે એ હરણોએ ખાવાનું તજી દીધું છે. મોરને વિયોગનું દુઃખ થયું તેથી તે નાચ કરતો નથી. (૧) સઘળી વનવેલ પણ જાણે ખરેખરાં આંસુ પાડતી હોય તેમ પાંદડાં ભોંયપર ખેરવી નાખે છે અને એવી રીતે મનનો જુસ્સો બહાર પાડે છે. (૨)

વનજ્યોત્સના=વેલનું નામ છે.
કાશ્યપ=કશ્યપના વંશજ; કણ્વ
મેળાપ=મુલાકાત; ભેટ
સંકલ્પ=વિચાર
ભર્તાર=સ્વામી; વર
અવર=અન્ય; બીજું
સુકૃત=(સુ+કૃત) સારાં કામ
પ્રમાણ=જેવો જોઇએ તેવો; મન ગમતો
નવમાલિકા=વેલનું નામ છે.
વધુ=વહુ
વધુવર=વરવહુ

**અન્વય**—તુજ કામ મેં પ્રથમથી જ (મારા) મનવિષે (તારા) ભર્તારનો સંકલ્પ કરી મૂક્યો હતો તે (ભરતાર) રૂપે, કુળે (અને) અવર સદ્‌ગુણમાં સમાન (છે; તે) પ્રમાણ ધણીને હવે (તું) સુકૃતથી પામી. (૧) રૂડી નવમાલિકાને ઝટ આંબો મળ્યો (તેથી) એને ખરેખર વધુવર જોડ જામી (તેથી) હવે આ બંને વર વિષે સુખીઆં થયાં, તેથી તેની તથા તુજ વિષેની આજ ચિંતા ગઇ. (૨)

**સમજુતી**—તારે માટે મેં પહેલાંથી મારા મનમાં (તારા) ધણીનો વિચાર કરી મૂક્યો હતો, તે (તારો ધણી) તો રૂપમાં, કુળમાં અને બીજા સદ્‌ગુણોમાં (તારા) સરખો છે. તે ધણીને તારા સારાં કામથી મેળવ્યો એમ જાણ. (૧)

તારી સખી નવમાલિકા (વેલ) વનજ્યોત્સનાને રૂડો આંબો (વર) મળ્યો એથી તેની પણ વરવહુની જોડ ખરેખર જામી, અર્થાત

જેવો આંબો છે તેવી એ વેલ છે; તે પ્રમાણે શકુંતલાને પણ આંબા રૂપ દુષ્યંત મળ્યો, તેથી તમે બંને ( શકુંતલા ને વનજ્યોત્સ્ના ) હવે વર તરફથી સુખીઆં થયાં; તેથી તેની ને તારી બાબત આજે મારી ચિંતા દૂર થઇ. (૨)

માર્ગે પડ=જા
સપુરત=સોંપવું
બેજીવવાળી=દહાડાવાળી; ગર્ભવંતી; હમેલવાળી
અનસૂયા=અત્રિ ઋષિની સ્ત્રી
ભારેવહી=ગર્ભવંતી; દહાડાવાળી
નિર્વિઘ્ને=(નિર્+વિઘ્ને)=વગર હરકતે
શુભવર્તમાન=સારા સમાચાર
પાલવ=છેડો
કુશ=દાભ
અમળ=અ+મળ=નિર્મળ; સ્વચ્છ
ઇંગુદા=ઇંગોરનું ઝાડ.
સામો=ખેડયા વિના એની મેળે થએલું એક જાતનું ખડ ધાન્ય; એ નામના ચોખા
મુઠીભર=મુઠીમાં માય એટલો; ઘણોજ થોડો
તુલ્ય=બરાબર; સમાન

અન્વય—પડેલ ઘા રૂઝાવવા ઇંગુદી કેરું અમળ તેલ કુશ તણી અણીથી મુખે રેડયું. વળી મુઠીભર સામો દઇને ઉછેર્યો એ પુત્ર તુલ્ય મૃગશો છોડી નવ જાય.

સમજુતી—પડેલો ઘા રૂઝાવવાને માટે ઇંગુદી ફળનું ચોકખું તેલ દાભની અણીથી મોઢામાં રેડયું; અને મુઠી જેટલો સામો ખવડાવીને ઉછરેલો એવો છોકરાનો જેવો હરણ મારાથી મૂકી જવાય નહિ મતલબ કે એ વહાલો છે.

આપઘ્યા=આપણા (દયાથી પુત્ર અર્થે પણ બોલાય છે.)
શારંગરવ=કાશ્યપ મુનિનો શિષ્ય
ભગવત=પવિત્ર મહાપુરૂષ
સંપ્રદાય=રિવાજ; ચાલ; પરાપૂર્વથી ચાલતો વહીવટ.

| | |
|---|---|
| તેડ=કિનારો; કાંઠો;તટ | બંધુજનો=સગાં સંબંધીઓ |
| દુષ્યંત=પુરૂનો એક વંશજ; શકુંતલાનો ધણી | યુવતી=તારૂણી; જુવાન સ્ત્રી |
| | સત્કાર=આદરમાન |
| વૃત્તિ=ઇચ્છા | વધુ=વધારે; વિશેષ |
| માન=મોટાઇ | ઉદય=ચઢતી; વૃદ્ધિ; ઉન્નતિ |

**અન્વય**—અમોને ઋષિને તપ એજ ખરૂં ધન છે (એમ) જે જાણે છે (અને વળી) તે સાથે તમતણું કુળ ઉંચ છે તે ખુશીથી વિચારી લો; વળી આપોઆપ પરસ્પર તે સ્નેહની વૃત્તિ છુટી હતી. (તે વખતે) કોઇએ બંધુજનો કોઇ પ્રકારથી વચ્ચે નવ હતા, જે રીતે આપના વડે બીજી ઘણી રાણી બહુ માનમાં છે, તે રીતે તેવા સામાન્ય સત્કારથી આ યુવતીને તમે પાળજો; તેથી વધુ ઉદય પ્રાપ્ત થવો તો ભાગ્ય આધીન છે, (પણ) વહુતણા બંધુજનોથી વિશેષ ના બોલાય.

**સમજુતી**—અમે ઋષિને તપ એજ ખરૂં ધન છે એવું તમો જાણો છો. તેની સાથે તમારૂં કુળ પણ ઉંચું છે એમ ખુશીથી વિચારી લો; વળી તમો બંનેમાં એક બીજા ઉપર આપોઆપ પ્રીતિની ઇચ્છા થઇ હતી, તે વખતે કોઇ પણ સગાંસંબંધીઓ કોઇ પણ રીતે વચ્ચે હતા નહિ, જે રીતે આપના વડે આપની બીજી બધી રાણીઓ બહુ માનવાળી છે તેવી રીતે તમે આ તરૂણીને સામાન્ય આદરમાનથી પાળજો, મતલબ કે જેવી તમે બીજી રાણીઓને ગણો છો તેઓના બરોબર આને પણ ગણજો. એથી વધારે ચઢતી થવી (બીજી બધીથી વધારે માનીતા થવું) એ તો ખરેખર ભાગ્ય આધીન છે. વહુના સગાંસંબંધીથી વધારે કહેવાય નહિ. મતલબ કે અમારી પુત્રીને પટરાણી બનાવજો એમ કહેવાય નહિ.

## પાઠ ૪૨.

ક્ષમા=કોઇએ અપકાર કર્યો હોય તે સાંખી રહેવો તે; ખામોશ
ધૈર્ય=ધીરજ; સબુરી
વટ=ટેક; શાખ
વહેવાર=આપ લેનો સંબંધ
છેડણી=અટકળવાળુ; હરકત
ખામોશ=ક્ષમા
સંભવ=આશા
વક્તા=છટાદાર બોલનાર; ભાષણ કર્તા
રાજદ્વારી=રાજકારભાર કરનાર
બદમાશ=લુચ્ચો
પીછો છોડયો નહિ=અંતે પડયો; પાછળ લાગુ રહ્યો
મસાલચી=(મસાલ+ચી)=મસાલ રાખનાર; મસાલ ધરનાર
આજ્ઞાધારી=હુકમ ધરનાર
વિશ્વ વિખ્યાત=જગ જાહેર
વઢકણી=લડકણી
પાનું પાડયું હતું=સંબંધ જોડયો હતો.
ગાળોની વૃષ્ટિ=ઘણીજ ગાળો
સોક્રેટીસ=એક યુનાઇન પંડિતનું નામ છે.
વિપત્તિ=દુઃખ; આફત
રૂદેમાં=મનમાં
હેબકો=ડરી; ચોંકી
ખેલ=રચના; બનાવટ
માંડવે=મંડપ
મેહ=વરસાદ
વધાઇ=પુરા થઇ
મહાભોગ=(મહા+ભોગ=દુર્દશા)=ઘણીજ ખરાબ દશા
તદાપિ=તદ્+અપિ=પણ)=ત્યારે પણ; તે વખતે પણ
સજે=રાખે

અન્વય—પ્રભુને ગમે તે સમે સૌ સહેવું. (અને) રૂદેમાં સદા રાજી રાજી રહેવું કદી હેબકી હૈયે હામ ન હારો, ઘણાં કષ્ટ આવે ઘણુ ધૈર્ય ધારો. (૧) જુઓ, મેહનો માડવો ઘડીમાં થનારો (અને) ઘડીમાં જનારો જેવો હોય છે, એવો પ્રભુએ વિશ્વનો ખેલ સરજ્યો

(છે) ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારે. (૨) ભાઇ એક કાળે વિવાહની વધાઇ મળે, (અને) એક કાળે મહાભોગ મળે, સદા સારો નઠારો કાળ ન ચાલે ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. (૩) જ્યાં કદાપિ કશી જુક્તિ ચાલે નહિ (ત્યાં) દીસે ધારી જોવું, તદાપિ ન રોવું, દેવને ભજે (અને) શાંતિ સજે એજ સારો. ઘણાં કૃષ્ટકાળે ઘણું ધૈર્ય ધારો. (૪)

સમજુતી—પરમેશ્વરને જે વખતે જે ગમે તે આપણે સહન કરવું. અને મનમાં હમેશાં ખુશી રહેવું; કદી પણ હેબકી જઇને હિંમત છોડવી નહિ, પણ ઘણા દુઃખની વખતે ઘણી ધીરજ રાખવી. (૧) જુઓ વરસાદના દહાડામાં વાદળની ઘટા ઘડીમાં થાય છે અને ઘડીકમાં વેરાઇ જાય છે; એવી રચના પરમેશ્વરે દુનિયાની બનાવી છે, માટે ઘણા દુઃખની વખતે ઘણી ધીરજ રાખો. (૨) ભાઇ એક વખતે વિવાહની ખુશ ખબર મળે છે અને એક વખત મહા ભોગ મળે છે; હંમેશાં સારો કે નઠારો વખત ચાલ્યા કરતો નથી. માટે ઘણા દુઃખની વખતે ઘણી ધીરજ રાખવી. (૩) જ્યાં કોઇપણ વખત કાંઇપણ, યુક્તિ ચાલે નહિ ત્યારે ત્યાં મનમાં વિચાર કરવો પણ ડરવું નહિ, એવે વખતે પરમેશ્વરનું સ્મરણ કરે અને ધીરજ રાખે તેજ સારો, માટે ઘણા દુઃખની વખતે ઘણી ધીરજ રાખવી.

હરિશ્ચંદ્ર=અયોધ્યાના સૂર્યવંશી રાજા; ત્રિશંકુના પુત્ર
અચળ=દૃઢ
ટેક=નિયમ; પ્રતિજ્ઞા
દુઃખના ઝાડ ઊગ્યાં=ઘણુંજ દુઃખ પડયું
પાશ=ફાંદો; જાળ
અસહ્ય=(અ+સહ્ય)=ખમાય નહિ એવું
અપૂર્વ=અસાધારણ; ઘણુંજ
રૂડા દહાડા=સુખનો વખત

## પાઠ ૪૪.

ઉડતો રોગ=ચેપીરોગ
ચોંટે છે=વળગે છે; થાય છે.
પરમાણું=ઝીણામાં ઝીણો અંશ; ઘણીજ નાની રજ
ગળખો=મારો; ઝપાટો; હુમલો
છુટાછવાયા=દૂર દૂરના ભાગમાં
ઓરી=છેક નાના સૈયડ; ગોબરૂ
મોટી ઉધરસ=ખરાબ ઉધરસ
અવધિ=(અવધ=ઇ) અવધવાળા
પ્રાણહર=(પ્રાણ+હર) જીવ લેનાર
કોલેરા=અષોક
કોગળાઉ=ઓકી ઓકીને મરે તે રોગ
અષોક=હગવું ને ઓકવું
ધોણ=ધોવણ; ધોતાં નીકળેલું પાણી
નિર્ગત=(નિર+ગત) શક્તિહીન; નબળો; કમજોર
નવેસર=ફરીથી; બીજીવાર
પ્રાણઘાતક=(પ્રાણ+ઘાત+અક) જીવ લેનાર
ઓઉન્સ=બઈના દસ હાલ્યા ભાર
બાજરીપુર=બાજરી જેટલું
પાવલીભાર=પાવલીના વજન બરાબર.
પેઢુ=પેટની નીચેનો ભાગ
પ્લાસ્ટર=લેપ
શેક=ગરમાવો
સન્નિપાત=સનેપાત; વાના ચાળા
પેટમાંનું પાણું વળે=ઉલટી થાય; ઓકારી આવે

## પાઠ ૪૫.

સત્યવાદી=(સત્ય+વાદ+ઇ)=સાચું બોલનાર
રાજસભા=સેનેટ; રાજકારભાર કરનારી મંડળી
મસલત=વિચાર
સભ્ય=સભા લાયક
મત=અભિપ્રાય; વિચાર
કાનપર ધરી નહિ=પત કરી નહિ; ગણકારી નહિ.
કારી જખમ=નહિ વીસરાય એવું દુઃખ
જુસ્સો=લાગણી
ઘાત=ખૂન; કતલ

બ્યર્થ=ફોકટ
કોલ=વચન

પાઠ ૪૬.

ચાતુરી=ડહાપણ
તાબુત=તાજીયા; મહોરમનો તહેવાર
ક્રમ=નિયમ
આગ્રહ=હઠ; જીદ
પ્રયુક્તિ=(પ્ર+યુક્તિ)=વિશેષ યુક્તિ
નીવેડો=તોડ; નિકાલ
વાસ્તવિક=યોગ્ય
સમજુતી=સમજ; વિચાર
સમાધાન=સમજુતી; નિવેડો
એકદીલી=સંપ; ઐક્ય
પ્રવીણ=નિપુણ; કાબેલ, ચતુર
કુનેહ=યુક્તિ; ચતુરાઇ
હજરત=મુસલમાનને માન આપવામાં બોલાતો શબ્દ
મૂર્તિપૂજક=(મૂર્તિ+પૂજ+અક)=મૂર્તિ પૂજનાર
જીર્ણોદ્ધાર=(જીર્ણ=જુનું+ઉદ્ધાર=સમારવું તે)=જુનું સમરાવવું તે
મુખી=આગેવાન; અગ્રેસર
ફજર=સવાર; પ્રભાત
બડીફજર=પ્રભાત પહેલાં; ભળસકું;
અગ્રેસર=(અગ્ર+આગળ+સર=જનારાઓ)=મુખીઓ; આગેવાનો
અમીન=વિશ્વાસુ; ભરોસાદાર
સંકેત=વિચાર
ઉંચી અક્કલ=સારી સમજ

પાઠ ૪૮.

ચાણોદ=ભરૂચ જિલ્લામાં નર્મદા કાંઠે જાત્રાનું ધામ છે.
કંઠ=સૂર; ધાંટી
પદ=કવિતાનું ચરણ
અચ્છો=સારો; મજાનો
નિરાધાર=(નિર્+આધાર)=આધાર વગરના
દર્શન=ઝાંખી
લાવણી=કવિતાની એક જાત
કરનાળી=ઓર અને નર્મદાના સંગમપર એક ગામ છે
કૃષ્ણચરીત્ર=કૃષ્ણલીલા
કલ્પના=ધારણા; અટકળ
પ્રવાસ=મુસાફરી
નિમિત્તે=કારણે; સબબે
વ્રજભાષા=વ્રજમાં બોલાતી ભાષા

ઉગ્ર=ક્રોધ; તામસી
બાંધો=બંધારણ
લીન=એકતાર; મશગુલ
યશોદા=નંદની સ્ત્રી; કૃષ્ણને ઉછે-
રનાર મા
ઓશીંગણુ=આભારી
તંબુરો=એક જાતનું વાજું
કીર્તન=ગુણગાન
સંતાન=છોકરું
ક્ષણભંગુર=નાશવંત
શૃંગાર=પ્રેમ
સાહિત્ય=ભાષાના ગ્રંથો
ઉભરો=ઉમળકો; લાગણી
ચંચળ=ચળાયમાન; ડગમગતી
પ્રકૃતિ=સ્થિતિ; હાલત

તરણો=જુવાન પુરુષો
સૃષ્ટિસૌંદર્ય=કુદરતની શોભા
સંગીત=નાચવું ગાવું બજાવવું તે

## પાઠ ૪૯.

ચાણક્ય=ચંદ્રગુપ્તનો પ્રધાન
પ્રપંચ=કપટ
વત્સ=નોકરને બોલાવવામાં વપ-
રાતો શબ્દ
પુનઃ=ફરીથી; બીજીવાર
પ્રવેશ=દાખલ
પ્રતિ=તરફ
નિર્દોષ=(નિઃ+દોષ)=વાંક વગરનો
અચાનક=ઓચિંતો; એકાએક
પરિક્રમણુ=ચાલવું
ક્રૂર=ઘાતકી; નિર્દય

**અન્વય**—ચાણક્યને અચાનક તેડથી નિર્દોષ પણ ભય પામે, હું તો ગુનામાં છુંજ તો તેહ ક્રૂર થકી મને ભય ક્યમ ન રહે?

**સમજુતી**—ચાણક્યના એકાએક તેડાથી વગર વાંકવાળો પણ બીએ, તો હું તો ગુનેગારજ છું તો તે ઘાતકીથી મને બીક કેમ નહિ રહે? મતલબ કે બીક રહેજ.

આમાત્ય=પ્રધાન; વજીર
વાગ્દોષ=વાણીનો દોષ
જાપનાબંધ=સાવચેતીથી
બિરાજીએ=બિરાજીએ; બેસીએ

અઘટિત=(અ=ઘટિત)=અયોગ્ય
અકારૂં=અણગમતું; નાપસંદ
મર્મ=ભેદ; છુપું કારણ
મર્મ ભર્યું=ભેદવાળું, દગા ભરેલું

આદર=માન
ધમવિહાર=ધર્મોજ; પુષ્કળ
ગત=મરણ પામેલો; મર્હુમ
પૂર્ણિમા=પુનેમ
તુલ્ય=બરાબર; સમાન
પ્રતિપ્રિય=ગમતું કરી બદલો
વાળવો તે
નિવૃત્તિ=શાંતિ; નિરાંત
સહર્ષ=(સ+હર્ષ)=આનંદભેર
અધન્ય=(અ+ધન્ય)=અભાગીઓ; કમનશીબ
રાજવિરોધી=રાજાથી ઉલટો ચાલનાર
અદ્યાપિ=(અદ્ય+અપિ=હજી) આજ
સુધી; હજી લગી
માજી=પહેલાંના; અગાઉના
વિરુદ્ધ=ઉલટી
વાગ્દોષ=બોલવામાં ભૂલ
પ્રતિકાર=ઉપાય; ઇલાજ
વિનવ્યું=કહ્યું

પાઠ ૫૧

સ્વરૂપ=(સ્વ+રૂપ)=અસલરૂપ
પ્રવાહ=વહેણ
ભંજાવર=જબરાં; મોટાં

બંધ બાંધ્યો=દરીઆનું પાણી દેશ
પર ફરી વળે નહિ નહિ માટે
ભીંત ચણી લીધી તે
બુરજ=દિવાલને ટેકો આપનાર જે ચ
ખળભળાટ=ખળખળ [ણતર હોય તે
મહાભારત=બહુ મોટું ને અઘરું
રોગનિષ્ટ=(રોગ+ઇષ્ટ=સૌથી વધારે)
=રોગ ઉત્પન્ન કરે એવા
સંરક્ષણ=(સં=સંપૂર્ણ+રક્ષણ=
બચાવ, જાળવણી)=પુરેપુરી
જાળવણી
ઉચેલી=ઉસેડી
સ્વિટ્ઝર્લાંડ=યુરોપમાં દેશ છે. (એ
યુરોપના સઘળા દેશ કરતાં વધારે
પહાડી પ્રદેશ છે.)
ચિલી=દક્ષિણ અમેરિકામાં દેશ છે.
જર્મન સમુદ્ર=ઉત્તર સમુદ્ર; ઇ-
ગ્લાંડ જર્મની અને ડેન્માર્કની
વચ્ચેનો સમુદ્ર
બિસ્કે=એ નામનો યુરોપખંડમાં
ફ્રાન્સની પશ્ચિમે ઉપસાગર છે
કસ=સત્વ
કૃત્રિમ=બનાવટી; નવા કરેલા

રૂપાંતર=ફેરફાર
સુએજની સંયોગીભૂમિ પહેલાં એશિઆ અને આફ્રિકાને જોડતી હતી. સને ૧૮૬૮ માં એ સંયોગીભૂમિ ખોદીને નહેર કરી છે, જેથી રાતો અને ભૂમધ્ય મમુદ્ર જોડાઇ ગયા છે
સંયોગીભૂમિ=(સંયોગ+ઇ+ભૂમિ) બે મોટા જમીનના ભાગને જોડનારો જમીનનો નાનો ભાગ
સામુદ્રધુની=બે મોટા પાણીના ભાગને સાધનારો પાણીનો નાનો ભાગ

## પાઠ ૫૨.

દ્વેષ=ખાર; કીનો
અવગુણ=(અવ=નીચો+ગુણ)= નઠારો ગુણ; દોષ; એબ
પેટમાં ડાઘ રાખીને=મનમાં વાત રાખીને
ગુડી નાખવું=ફિછરતા લીલા મોહને કાપી નાખવો
કુંદવા=ઘાસની ગઝીઓ
મંજી=ઘાસનો હગ
એક મોટી પ્રજા થઇ શકતા નથી= સંપ રાખી શકતા નથી
મજબુત=સબળ
અવધિ વગરનો=પાર વગરનો; ઘણોજ.
હદપાર=હદબહાર; ઘણોજ
રહેણી=રીતભાત
વેનિશ=ઇટાલીમાં આડ્રિઆટીક સમુદ્ર કાંઠે બંદર છે.
ખડક=પાણીમાં રહેલા ડુંગરા
બારૂ=નદી કે સમુદ્રનું મુખ જ્યાં આગળ નદી સમુદ્રને મળે તે જગો; સમુદ્રમાંથી ઉતરવાનું ઠેકાણું
હજીરો=મિનારો (તાપી નદી જ્યાં આગળ દરીઆને મળે છે ત્યાં હજીરો નામે એક જગા છે ત્યાંની હવા ઘણી સારી છે ત્યાં આગળ પણ દીવાદાંડી છે)
વાકસ=સાહેબનું નામ છે. એ હજીરો તેણે બંધાવ્યો હતો તે ઉપરથી બાર્કસ સાહેબનો હજીરો કહેવાય છે

કરામત=યુક્તિ; ગોઠવણ
ઝરૂખો=બારીથી આગળ કાઢેલી બેઠક; ગોખ
સહાયતા=મદદ
તબક=માળ
સુકુમાર=સકોમળ; નાજુક
દેશનિકાલ=દેશપાર; કાળાપાણી
વાટખરચી=રસ્તા ખરચ
કાળાપાણી=દેશનિકાલ
પજવણી=દુઃખ; હેરાનગતિ
વિરોધી=દુશ્મન; શત્રુ
સતાવણી કરે છે=દુઃખ દે છે.
રિદ્ધિ=દોલત
સિદ્ધિ=મોટાઇ
રિદ્ધિસિદ્ધિ=દોલત ને મોટાઇ

## પાઠ ૫૩.

દીવાદાંડી=સંસ્કૃત દીપદંડ ઉપરથી (દીપ=દીવો+દંડ=થાંભલો)=દીવો મૂકવાનો થાંભલો
સહીસલામત=નિર્ભયપણે; વગર હરકતે
દીપમાળ=દીવો મૂકવાને બાંધેલો ચણતરનો થાંભલો
મિનારો=પત્થર કે લાકડાની ઉભા થાંભલા જેવી ઇમારત; છજીરો; ટોડો
ખરાબો=પાણીથી ઢંકાયલો ખડક
સુધારાની ટોચ ઉપર હતો=ઘણોજ સુધરેલો હતો
તત્ત્વજ્ઞાન=(તત્ત્વ+જ્ઞાન)=કાર્ય કારણ શાસ્ત્ર; ફિલોસોફી
લોકોક્તિ=લોકનું બોલવું; લોક-વાયકા
સોનાનો વરસાદ વરસી રહ્યો છે= પુષ્કળ પૈસાની આવક થઇ છે; પુષ્કળ કમાણી થઇ છે.
ગોદી=બાંધેલી ખાડી
ભૂરચના=(ભૂ+રચના) જમીનની બનાવટ
આબોહવા=હવાપાણી
રાજ્યબંધારણ=રાજ્ય ગોઠવણ
સાહિત્ય=સામાન
ગ્રેટબ્રિટન=ઇંગ્લાંડ અને સ્કોટલાંડ મળીને થયેલો બેટ
જોગવાઇ=સગવડ; અનુકૂળતા
બારકસો=વહાણો; જહાજો

જોસથી=જુસ્સાથી
ખનીજ=ખાણમાંથી ઉત્પન્ન થએલા
શહેનશાહત=રાજ્ય
નામના=ખ્યાતિ; આબરૂ
પ્રીત=ભાવ
હિંતચિંતન=(હિંત=ભલુ+ચિંતન=વિચાર)=ભલાનાં વિચાર
સ્વાર્થ ત્યાગ=(સ્વાર્થ+ત્યાગ)=પોતાનો લાભ છોડી દેવો તે
તરંગી=મનમાં બુટ્ટાવાળો; ખોટા વિચારવાળો
ફરજની લાગણી=કર્તવ્યની છાપ
નૌકાસેનાપતિ=(નૌકા+સેના+પતિ) =વહાણના લશ્કરનો ઉપરી
શ્રેષ્ઠતા=મોટાપણું, મોટાઇ
સ્વતંત્રતા=આપ ખપલારી
મોકળા મનથી=ખુલ્લા દીલથી; નિખાલસ મનથી
સંમતિ=સલાહ
સ્વાભિમાન=[illegible] અભિમાન; ટેક
સ્વાશ્રય=(સ્વ+ [illegible]) પોતાની જાત ઉપર ભ[illegible]સો રાખવો
સ્વાભાવિક=કુદરતી; ઇશ્વરી
પ્રતાપ=તેજ; મો[illegible]
સમૃદ્ધિ=દોલત

ભાગ ૨ જો.

પાઠ ૫૬.

સલ્તનત=રાજ્ય; શહેનશાહત
પૌત્ર=છોકરાનો છોકરો
વિકળ=ઢીલાં; દોદરાં
ક્ષણભંગુર=થોડીવારમાં નાશ પામનાર
ઉપભોગ=ભોગવટો; સુખ વિલાસ
રક્ષક=રક્ષણ કરનાર; બચાવનાર
પાલક=પાળનાર
એળે=ફોકટ; નકામી
છાવણી=લશ્કરનો પડાવ
નિરાધાર=(નિર+આધાર) આધાર વગરનું
ભયભીત=(ભય+ભીત =બીધેલો) ભયથી બીધેલા
ગમગીન=દીલગીર
વૃત્તિ=વલણ
ઇનસાન=આદમી;માણુસ
આલીશાં=ઘણું મોટું
જર્જર=છેક જ જુનું; ખખળી ગએલું
જીર્ણોદ્ધાર=(જીર્ણ=જુનુ +ઉદ્ધાર=સારી સ્થિતિ) જુનું હોય તેને સમરાવવું તે.

કાબેલ=હોશિયાર માહિતગાર
બાહોશ=ચાલાક
સાંકડા મનનો=અખિલ
રોમરોમ=રૂંવેરૂંવાં
પાયમાલ=ખરાબ હાલત.
નિષ્ફળ=ફળ વગરના, ફોકટ; નકામા
જજીઆનો કર=માથા દીઠ વેરો
નામની=ઉપલક; કહેવા માત્રની
સંધિ=સલાહ
તખ્ત=ગાદી: રાજ્ય
સ્વતંત્રતા=આપ અખત્યારી
કારવરું=દગો; પ્રપંચ
શિરચ્છેદ=માથું કાપવું તે
સર=તાબે
વ્યર્થ=ફોકટ; નકામી
અલોપ=જતાં રહેવું
ઐક્ય=સંપ
ઝનુન=જુસ્સો
ચોથ=ખંડિયા રાજા પાસેથી તેની ઉપજનો ચોથો ભાગ લેવો તે; ચોથાઇ

પાઠ ૫૭.

કળા=તેજ; આબાદી
ફતેહમંદ=જીતવાળી
યશસ્વી=કીર્તિમંત; જશવાળી
ઉદ્ઘાત=ઉઘરાવવું તે; વસુલાત
મરણીઆ=મરવાની બીક વગરના
સુરક્ષિત=સારી રીતે રક્ષણ કરેલા
કટ્ટો=ખારીલો; જબરો
વિગ્રહ=લડાઇ; જુદ્ધ
દરમિઆન=વચગાળા વખતમાં
વ્યવસ્થા=ગોઠવણ
આબાદ=સુખી
કારકીર્દી=અમલ
વિસ્તાર=ફેલાવો
પગપેસારો=દાખલ થવું તે
અણબનાવ=તકરાર
ઘર ફુટવાનો=માંહોમાંહે લડાઇ થવાનો
સમયસૂચકતા=વખત વિચારી ચલાવવાનો ગુણ
પ્રસંગોપાત=વખતો વખત
જહોજલાલી=આબાદી
અનુપમ=(અન્+ઉપમ) =જેની સરખામણી ન થાય એવી
સમૃદ્ધિ=દોલત
આણ=દુવાઇ; હુકમ
અંધાધુંધી=બેરબંદોબસ્ત; અવ્યવસ્થા
પ્રવર્તાવનાર=ફેલાવનાર
ડોલાવી=કમજોર કરી
અભિષેક=ગાદી બેસ-

નાર નવા રાજા ઉપર પાણી દૂધ વગેરેની જે ધારા કરવી તે
ઇરાદો=વિચાર
છત=છાજ
અલંકાર=ઘરેણાં

પાઠ ૫૮.

કલાઇવ=ઇસ્ટ ઇંડિઆ કંપની તરફનો અંગ્રેજ સરદાર અને પહેલો ગવર્નર જનરલ
પલાસી=બંગાળમાં એક શહેર છે. (એનું મૂળ નામ પલાસ હતું કારણ કે એ ઠેકાણે અકબરના વખતમાં પલાસ=ખાખરનું વન હતું)
હયાત=જીવતો
સંભવ=આશા
કોઠી=વખાર; જથાબંધ માલ ભરવાનું ઠેકાણું
વિષ=ઝેર
કારાગૃહ=કેદખાનું
નૌકાધિપતિ=દરિઆઇ લશ્કરનો સેનાપતિ
સમર્થ=જોરાવર
સુલેહ=સલાહ
હલ્લો=હુમલો
જલદ=તીખો; ગુસ્સાવાળો
આવેશ=ગુસ્સો; જનુન
સલામતી=આબાદાની
કામળ=જડમૂળ
પરિચય=સહવાસ ઓળખાણ
તરકટ=કાવતરૂં
દસ્તાવેજ=લેખ
કુચ=મુકામ ઉઠાવી આગળ ચાલવું તે
ભેટો=મેળાપ
વફાદાર=નીમકહલાલ; રાજભક્ત
ધસારો=હલ્લો; ચઢાઇ
પાંખ=બાજુ
મોરચો=લશ્કરના જે ભાગમાં તોપ ગોઠવેલી હોય તે જગો
પાટનગર=રાજધાનીનું શહેર
ફરમાન=હુકમ

પાઠ ૫૯.

કૌંસીલ=કારભારી મંડળ
જામીન=ખાતરી આપનાર
રેસિડંટ=મોટા દેશી સંસ્થાન પર દેખરેખ રાખનાર અંગ્રેજ સરકાર તરફનો અમલદાર
આડતીઆ=મારફતીઆ; એજંટ
પરવાનો=રાજ ચિઠ્ઠી; પાસ; સનદ
સોસવું=વેઠવું; ખમવું
સમાધાન=નિવેડો; તોડ
પરાભવ=હાર
ઉઘાડો સ્વાર્થ=ખુલ્લી મતલબ
નિર્મૂળ-(નિઃ+મૂળ)=બંધ; સમાપ્ત

વૈરાગી=વેષધારી રખ-
ડતા સાધુ
ચાંચીઆ=દરિઆઇ
લૂટારા
મુત્સદ્દાબ=પદવી; ખિતાબ
જનરલ=મોટો
દુરંદેશીપણું=દીર્ઘ દૃષ્ટી
લાંબો વિચાર
તહ=સલાહનો ઠરાવ
વદન=હરકત
ખારબુટ=કુસંપ
ડોલમડોલા=કમજોર
મસલત=છુપો વિચાર
વાલી=રક્ષક; હિમાયતી
ચીરીને=ઓળંગીને
નામોશી=કલંક
ખુશકી=જમીન માર્ગ
જબરદસ્તી=જોર જુલમે
ગંભીર=મોટા
આરોપ=દોષ
રૂબરૂ=સનમુખ; સામે
સદર દિવાની કોરટ=
હાઇકોરટ
અદાલત=કચેરી; કોરટો
પાઠશાળા=ઉંચું જ્ઞાન
આપનારી શાળા
ઉત્તેજન=મદદ
પાઠ ૬૦.
આગળ પાડેલો=આગે-
વાન ઠરેલો
સંગ્રામ=સત્તા
ધુમસરા=ભોગજ
પ્રતિષ્ઠ=આબરૂ
સન્નિધિ=મનક્ષમ
મગર્જ=દહાડાવાળી
પ્રતિષ્ઠિત=માન પામેલા
મંત્રિ=સલાહ આપનાર
દૃઢ=કાયમ; અચળ
અસાધારણ=ઘણીજ
ઉદ્ધાર=તારણ; ઉંચી
સ્થિતિ
કુમક=મદદ
ભરમાવે=ભોગવે; ખોટું
સમજાવે
નાબુદ=નાશ
સનદ=પરવાનો
સમારંભ=મોટાં કામની
શરૂઆત
દબદબો=દમામ; ધામ-
ધુમ
મિલાકાત=ભેટ; સરમાવ
દર્શાવવું=દેખાડવું
નજર=નજરાણું; ભેટ
આભૂષણ=કીમતી ઘરેણાં
કલમદાન=કલમ રાખ-
વાનું ઘર કે ખોખું
સામ્રાજ્ય=મોટું રાજ્ય
સિધાવી=માન સાથે
પધારી
વંશપરંપરા=એકજ
કુળમાં ઉતરી આવેલા
પ્રતિનિધિ=બીજાને બ-
દલે કામ કરવા નિમા-
યલો માણસ; એજંટ
ઇનાયત કર્યો=ભેટ કર્યો
પૂર્વજો=(પૂર્વ=પહેલાં+
જ=જન્મેલા) પહેલાં
જન્મેલાંતે; ઘરડાં વડાં
પદવી=દરજ્જો
સ્મરણ આપવું=યાદકરવું
કાઢમાઢથી કરેલી

પગરખાં=(રખાંથી રક્ષા ઉપરથી) પગનું રક્ષણ કરનાર; જોડા
કારકીર્દી=જ્યાં સુધી કારભાર ટકે ત્યાં સુધીનો વખત; અમલ
ટીકા કરવી=ગુણ દોષ દેખાડવા તે
નજીવી=ન+જીવ+ઈ) જીવ વગરની; હલકી
પતરાજી=શેખી; બડાઇ
નામોશી=હીણપત;શરમ
અંજમ=નળી
અફસોસ=પસ્તાવો
જાગીર=રાજ્યના અંગની કોઇ મોટી સેવા બજાવ્યા બદલ રાજા તરફથી જે જમીન ગામ કે વર્ષાસન મળે તે
વકીલે મુતલક=સ્વતંત્ર એલચી.
ડોળી=ઢાલી; નરમ પડી
ધોકો=હરકત; નુકસાન
રાજ્યદ્વારી=રાજ્ય કારભારી
ગણના=ગણતરી

### પાઠ ૬૧.

પલટણ=લશ્કરની ટુકડી
નામના=આબરૂ; કીર્તિ
ખટપટ=જંજાળ; તકરાર
અલગ=અળગું; આઘું
રૂચ્યું=ગમ્યું
વિષ્ટિ=સલાહનું કહેણ
ઝઝુમતાં=વિંટાઇ વળતાં
કવાયતી=ડ્રિલથી કેળવાયળું
પાયદળ=પગે ચાલનારૂ લશ્કર
રસાલો=ઘોડેસ્વાર પલટણ
મહાસમર્થ=ઘણોજ બળવાન
યોજના=ગોઠવણ
કુશળ=હોશિયાર
જળાશયો=પાણીનાં સ્થળો
લાગણી=ઇચ્છા
પ્રબળ=જોરાવર
તત્પર=તૈયાર
જીગર=દીલ
બરબાદ=નકામો; પાયમાલ
બહેતર=કલ્યાણ; ભલું
નામાંકિત=નામીચો
ખિતાબ=ઇલકાબ; માન
સૂઝ=નજર.

### પાઠ ૬૨.

સંધિ=સલાહ
અંધાધુંધી=અધેર; અવ્યવસ્થા
જુમો=જોખમ; જવાબદારી
ગુપ્તમસલત=છુપાવિચાર
દહાડો વળવો=ઉંચી સ્થિતિ થવી.
આગ્રહ=અતિશય કહેવું તે; કાલાવાલા
ઉશ્કેરણી=ઉશ્કેરણી;પુષ્ટિ
વ્યર્થ=ફોકટ; નકામું
રાહ=વાટ

વિષમ=તરેહવાર; ગભરામણવાળી
તત્તક્ષણ=તરતજ; તેજ વખત
ઉદ્ધત=બેઅદબ; વિવેક વગરનો
પેન્સન=નોકરી પરથી છુટા થયા પછી ગુજરાનને માટે નાણું આપ્યા કરવું તે
નજરકેદ=બેડી વગેરેનું બંધન નહિ પણ મુકરર કરેલી જગાએથી ખસાય નહિ તેવી રીતની કેદ

પાઠ ૬૩.

મહંત=મોટો પુરુષ; મહાત્મા
વચનામૃત=વાણી રૂપી અમૃત; બોધના શબ્દો
પ્રતિષ્ઠા=સ્થાપના
માંસાહારી (માંસ+આહાર=ખોરાક+ઈ) માંસ ખાનાર
મંડાણ=પાયો; શરૂઆત
ઐક્ય=એકતા; સંપ
વૃત્તિ=વલણ
શિરચ્છેદ=(શિર=માથું છેદ=છિદ્ ધાતુ કાપવું) =માથું કાપવું તે
દ્રઢતા=અડગપણું
ગુરૂમંત્ર=કામ પાર પાડવા માટે કરેલા યુક્તિવાળા વિચાર
ઉપરવાસના=ઉપલાણના
અજીત=જીતાય નહિ એવો
જેર કરવું=તાબે કરવું
વર્તાવી=ફેલાવી
પાંખ=પક્ષ, આશ્રય
નિર્ભય=(નિર્+ભય) બીક વગરનું
અભિપ્રાય=વિચાર; તર્ક
પ્રત્યક્ષ=(પ્રતિ=સામે+અક્ષ=આંખ) આંખની સામે; નજરો નજર
બેવફા (ફા)=બે=વિના વફા=ભલું ચહાવું) =ભલું નહિ ચાહનાર
કેર=જુલમ
રણક્ષેત્ર=લડાઇનું મેદાન
પીછો=પૂંઠ; પીઠ

પાઠ ૬૪.

ઘોર=ભયંકર
અંકાએલી=નિશાન થએલી; ઓળખાએલી
કસોટી=પરીક્ષા
ખાલસા કરવું=જે જમીન કે ગામની પેદાસના વસુલ લેનાર માલીક સરકારે થવું તે
અસંતોષ=ધીરજ નહિતે
અત્રે=અહીં
ભથ્થું=ભાથું; મુસાફરી ખરચ
પ્રકોપ=ગુસ્સો
ચેપ=અસર; લાગણી
સિમાડો=સરહદ
તખ્તનસીન=ગાદીએ બેસાડવું તે
ઓથ=આધાર

સંજામ=સામાન
પગરવ=પગલાંનો અવાજ (રવ=અવાજ)
સીડી=નીસરણી
મોખરે=આગળનો ભાગ
ડોળી=ઘાયલ માણસને ઉંચકી લઇ જવાની ઝુલતી માચી
જંગ=ભારે
અબળા=(અ+બળ+આ=નારી જાતિનો પ્રત્યય) =જોર વગરની સ્ત્રી

પાઠ ૬૫.

દત્તા=દીકરા વગરના માણસે બીજાનાં દીકરાને લઇ પોતાનો વારસ ઠરાવવો તે
સુરક્ષિત=(સુ+રક્ષ+ઇત) સારી રીતે બચાવ કરેલો
વૃદ્ધિ=વધારો
તગાવી=ખેડુત પાસે ખેતી કરવાનું સાધન ન હોવાથી સરકારે તેની પાસે ખત લખાવી લઇ જે નાણું અથવા સાધન આગળથી ધીરેલું તે
દુબળાં=બળ વગરનાં; દુકાળીઆં. (સંસ્કૃત દુર્બળ ઉપરથી)
દાઇ=જણાવનારી; સોયાણી
સ્કોલરશિપ=વિદ્યાર્થીને નાણાંની મદદ આવી તે
વરિષ્ઠ=કાયદા બાંધનારી સૌથી વડી મંડળી
ભરતી થવી=વધારો થવો
ફિલસુફી=તત્વજ્ઞાન; હરકોઇ વિષયના ધર્મ શોધવા સંબંધીનું જ્ઞાન
અગ્રણી=આગેવાન

પાઠ ૬૬.

ભૂસ્તર વિદ્યા=પૃથ્વીનાં પડ ઓળખવાની વિદ્યા
વેત્તા=જાણનાર
સમાવેશ=સમાસ
ઉદ્ભિજ્જ=વનસ્પતિ
દ્રવ્ય=ધાતુ
પોપડો=ઉપરનું પડ
અનુમાન=અટકળ; ધારણા
અંશ=ભાગ [પૃષ્ઠ=ઉપરનું પડ

પાઠ ૬૭.

સુએજ=રાતા સમુદ્ર ને ભૂમધ્ય સમુદ્ર વચ્ચે નહેર છે એ પહેલાં સંયોગીભૂમિ હતી સને ૧૮૫૯ માં એ નહેર ખુલી મુકાઇ
ટાયર, સીડન } એશિઆઇ તુર્કસ્તાનમાં શહેર હતાં એમાં પ્રથમ કાચ બન્યો હતો.
પાલેસ્ટૈન=એશિઆઇ તુર્કસ્તાનનો

નૈઋર્ત્ય ભાગ એ ખ્રિસ્તી લોકોનું પવિત્ર સ્થાન છે.
પોઠો=પીઠપર માલ ભર્યો હોય એવા વણજારાં બળદોનાં ટોળાં
ખુશકી=જમીન માર્ગ
રૂમી=રોમના રહેવાશી
અલેક્ઝાંડ્રિઆ=એ મિસરમાં બંદર છે
સ્મર્ના=એશિઆઇ તુર્કસ્તાનના એશિઆમૈનરનું મુખ્ય શહેર છે.
બસરા=એશિઆઇ તુર્કસ્તાનમાં યુફ્રેતિસ નદીને કાંઠે બંદર છે
ટ્રેબિઝંડ=કાળાસમુદ્રને કાંઠે મોટું બંદર છે (એમાં સુતરાઉ કાપડ પર રાતો રંગ સારો ચઢાવે છે)
જીનોઆ=ઇટાલીમાં જીનોઆ નામના અખાત ઉપર બંદર છે
ઘાટ=પર્વતમાંથી જવા આવવાના રસ્તા
સફળ થયા=પાર પડયા; ફાવ્યા
સોઇ=સવડ

### પાઠ ૬૮.

પ્રસંગ=લાગ; વખત
કેરો=મિસરની રાજધાનીનું શહેર નીલ નદીને કાંઠે છે.
પ્રવેશ કર્યો=દાખલ થયો
ખેદીવ=મિસરનો રાજા

સવાલ—મુંબઇથી એડન જળ માર્ગે કેટલા મૈલ દૂર છે? એ શહેર અંગ્રેજ સરકારના તાબામાં કયા સનમાં આવ્યું? એડનથી સુએજ બંદર કેટલા મૈલ દૂર છે? સુએજની નહેર કોણે બાંધવા માંડી અને તે કયારે પુરી થઇ? એ નહેર બાંધતા કેટલો ખર્ચ થયો? એ નહેરની લંબાઇ પહોળાઇ કેટલી છે?

### પાઠ ૬૯.

પોર્ટ=બંદર
જોગવાઇ=વખત; તક
બ્રિંડિસી=ઇટાલીમાં બંદર છે
માર્સેલ્સ=ફ્રાન્સમાં ભૂમધ્ય સમુદ્ર કાંઠે બંદર છે.
વમળ=પાણીમાં થતાં કુંડાળાં; ભમરા
સાર્ડીનિઆ=એ ઇટાલીમાં બેટ છે
કાર્સીકા=એ ફ્રાન્સમાં બેટ છે.

મોનીફેશીઓ=એ ઇટાલીમાં સાર્ડીનઆ ને કાર્સીકાની વચ્ચે સામુદ્રધુની છે.

કાલૈ=ફ્રાન્સમાં શહેર છે.

જીબ્રાલ્ટર=એ એજ નામની સામુદ્રધુનીપર ઘણો મોટો કિલ્લો છે (એ સને ૧૭૦૪ માં અંગ્રેજ સરકારના તાબામાં આવ્યો)

બેચેની=અસુખ

પ્લીમથ=ઇંગ્લાંડમાં નૌકાસેનાનું સ્થળ છે.

બીચીહેડ=એ ઇંગ્લાંડમાં ભુશિર છે

ડોવર=એ ઇંગ્લાંડમાં શહેર છે

ટેમ્સ=ઇંગ્લાંડમાં નદી છે (એ નદીપર લંડન શહેર છે.)

વિલાયત જવાના રસ્તા-(૧) પહેલાં પોર્ટુગીઝ, અંગ્રેજ, ફ્રેંચ વગેરે આટલાંટિક મહાસાગરમાં થઇ કૅપ ઑફ ગુડ હોપ ઓળંગી હિંદી મહાસાગરમાં થઈ હિંદુસ્તાન જતા હતા. આ રસ્તે વિલાયતથી હિંદુસ્તાન આવતાં ત્રણ મહિના લાગતા; હાલમાં એ સિવાય બીજા ચાર રસ્તા નીકળ્યા છે. (૨) મુંબાઇથી આગબોટમાં બેસી અરબી સમુદ્રમાં થઇ એડન ઉતરે છે ત્યાંથી લાલ સમુદ્રમાં થઇ સુએજની સામુદ્રધુની આગળથી મિસરમાં અલેકઝાંડ્રિઆ બંદરે ઉતરે છે. અલેકઝાંડ્રિઆથી ચાર રસ્તે જવાય છે. (૧) અલેકઝાંડ્રિઆથી આગબોટમાં બેસી ભૂમધ્ય સમુદ્રમાં માલ્ટાબેટ આગળ થઇ જીબ્રાલ્ટરની સામુદ્રધુનીમાં જાય, પછી આટલાંટિકમાંથી પોર્ટુગાલ, સ્પેન, અને ફ્રાન્સને કિનારે કિનારે ચાલી ઇંગ્લિશ ચાનલમાં સૌધામ્પટન બંદરે ઉતરે. એ રસ્તે જતાં ૨૯ દિવસ લાગે છે. (૨) અલેકઝાંડ્રિઆથી માલ્ટા બેટ આગળ થઇ ફ્રાન્સના માર્સેલ્સ બંદરે ઉતરે ને ત્યાંથી આગગાડીમાં બેસી ડોવર જાય એ રસ્તે જતાં ૨૧ દિવસ લાગે છે. (૩) અલેકઝાંડ્રિઆથી ભૂમધ્ય સમુદ્રમાં અને ત્યાંથી આડ્રિઆટિક સમુદ્રમાં થઇ વેનિસ બંદરે ઉતરે ત્યાંથી આગગાડીમાં

બેસી ઇટાલી, સ્વિત્ઝર્લાંડ, જર્મનીમાં થઇ ફ્રાન્સના કોલે બંદરે ઉતરે: અથવા બેલ્જિયમના ઓસ્ટેન્ડ બંદરે ઉતરે અને ત્યાંથી આગબોટમાં બેસી ડોવર કે લંડન જાય એ રીતે જતાં ૧૮ દિવસ લાગે છે. (૪) અલેકઝાંડ્રિઆથી ભૂમધ્ય સમુદ્રમાં થઇ ઇટાલીને પૂર્વ કાંઠે બ્રિંડિસી બંદરે ઉતરે અને ત્યાંથી આગગાડીમાં બેસી બોલોના મિલાન અને સ્વિટ્ઝર્લાંડમાં થઇ ફ્રાન્સમાં કાલે બંદરે અથવા બેલ્જિયમમાં ઓસ્ટેન્ડ બંદરે ઉતરે; પછી ત્યાંથી આગબોટમાં બેસી ડોવર કે લંડન જાય આ રસ્તે જતાં ૨૬ દિવસ લાગે છે. વિલાયતની ટપાલ તથા ઘણાખરા ઉતારૂઓ આ રસ્તે જાય છે.

## પાઠ ૭૦.

આરૂ=દરીઆનું મુખ: બંદર

બ્રિજ=પૂલ

બ્રિટિશબેટ=ગ્રેટબ્રિટન અને આયર્લાંડ બેટ

સમૃદ્ધિ=દોલત

ચોડા=પહોળા

પીલા=ફણગા

હિંસારી=હિંસા કરનાર; હિંસક

માવજત=સંભાળ; બરદાસ

ગ્રાનિટ=એક જાતનો દાણાદાર પથ્થર

સુઘડતા=ચોકખાઇ

આરંભ=શરૂઆત; ઉત્પત્તિ

## પાઠ ૭૧.

રાજપદ્ધતિ=રાજ ચલાવવાની રીત

પાર્લામેન્ટ=ઇંગ્લાંડની રાજકીય સભા (સાધારણ લોકોની, અમીરોની અને રાજાની સભા મળીને પાર્લામેન્ટ કહેવાય છે)

ઉમરાવ=લૉર્ડસ

ઉમરાવની સભા=હાઉસ ઓવ લૉર્ડસ

હાઉસ=સભા

કૉમન્સ=સાધારણ લોક

રૈયતની સભા=હાઉસ ઑવ કોમન્સ

ધર્માધ્યક્ષ=(ધર્મ+અધિ+અક્ષ=આંખ)=ધર્મ ગુરુ, (ઇંગ્રેજીમાં બીશપ અને મોટા ગુરુને આર્ચ બીશપ

કહે છે.)

હસ્તક=હાથમાં; તાબામાં

પ્રિવિકૌન્સિલ=એ નામની ઇંગ્લાંડમાં સૌથી મોટી કોર્ટ છે

મંત્રિમંડળ=પ્રધાનમંડળ; કેબીનેટ કૌન્સિલ

કોમન્સની સભામાં મુખ્ય બે પક્ષ છે, ૧) લિબરલ=રૈયતનાં લાભમાં રહેનાર) કોન્ઝર્વેટીવ= રાજ્ય હકમાં રહેનાર. એમાં જે પક્ષના વધારે મત આવે તે પક્ષનો વડો પ્રધાનપદ ધારણ કરે છે. પ્રથમ કોઇ કાયદો કરવો હોય તે રૈયતની સભામાં મુકાય છે તે ત્યાં ત્રણ વાર પસાર થઇ અમીરોની સભામાંથી કેબીનેટમાં જાય છે ને કેબીનેટવાળા પછી રાજાની સહી માટે મોકલે છે પાર્લામેન્ટમાં કોમન્સની સભામાં જોર વધારે છે વિલાયતમાં કાયદાનું માન ઘણુંજ છે રાજા પણ કાયદા વિરૂદ્ધ ચાલે તો શિક્ષાપાત્ર ગણાય છે. આગળ ઇ. સ ૧૬૪૯માં પહેલા ચાર્લસને તથા બીજા જેમ્સરાજાને ૧૬૮૮માં રૈયત વિરૂદ્ધ વર્તવાથી સજા ખમવી પડી હતી. ઇંગ્રેજી કાયદામાં હાલ એવી કહેવત ચાલે છે કે 'રાજા કદી ગુનો કરતોજ નથી' એની મતલબ એ છે કે રાજાના હુકમથી કોઇએ કાંઈ ખોટું કામ કર્યું હોય તો તેની સજા રાજાના તરફનો હુકમ માનનાર અમલદારને થાય છે. પણ રાજા તે બાબત જોખમદાર નથી કારણ કે રાજાનું કહેવું કાયદા વિરૂદ્ધ છે કે કાયદા પ્રમાણે છે તે અમલદારે સમજવું જોઇએ. આવા સારા કાયદાને લીધે ઇંગ્લાંડનો કાયદો બીજા દેશ કરતાં વખણાય છે. એથી લોકોના જાનમાલનું બરાબર રક્ષણ થાય છે, લોકોની આબાદી વધે છે, કોઇનાથી જુલમ થતો નથી તેથી ચઢતી હાલતમાં આવે છે.

## પાઠ ૭૨.

ફ્રાન્સ=એ યુરોપખંડમાં ગ્રેટબ્રિટન

ની દક્ષિણમાં દેશ છે.
છાછર=થોડા ઉંડાં
ધાડી=વધારે ગીચ
ફળદ્રુપ=રસાળ
મોર=આંબા આમલી વગેરેનાં ફૂલ
મઘમઘાટ=મહેક મહેક
કેળાવ=કળ
સેંટ લૂઈ=મીસીસીપી ને મીસુરી નદીના સંગમપર બીજા નંબરનું શહેર છે.
ધનાઢ્ય=પૈસાદાર
ફ્રાંક=ફ્રાન્સ દેશનો પોણા રૂપીઆની કિંમતનો રૂપાનો સિક્કો
દશાંશ=જે અપૂર્ણાંકના છેદ ૧૦, સો, હજાર એમ દસ દસગણા હોય તે
સેનેટ=સ્વતંત્ર સંસ્થાની રાજકીય સભા
ડેપ્યુટી=મદદગાર
પ્રેસિડંટ=અધ્યક્ષ; પ્રમુખ
સંમતિ=(સં+મતિ)=સલાહ
અરમાર=લડાઇના વહાણનો કાફલો

પાઠ ૬૩.

અઘોર=ઘણુંજ મોટા
કળણ=જે પાણીવાળી જગામાં પગ ઉંડા ઉતરી જાય છે તે; ખુંચી જવાય એવી જમીન
સરાસરી=સરેરાસ
ક્ષાર=જળ, મધ, અને મીઠું મેળવીને તેનું પાણી કરે છે તે
મોસ્કો=મોસ્કવા નદીપર રૂશિઆની રાજધાનીનું શહેર હતું.
પ્લાટિનમ=એક જાતની ધાતુ
સેંટ પીટર્સબર્ગ=રૂશિઆની રાજધાનીનું શહેર એ નીવા નદીપર છે
એક સત્તાક=એકની સત્તાવાળું

**સવાલ**—ક્ષેત્રફળના પ્રમાણમાં પહેલા, બીજા અને ત્રીજા નંબરનું રાજ્ય ગણાવો. વસ્તીના પ્રમાણમાં પહેલા બીજા અને ત્રીજા નંબરનું રાજ્ય ગણાવો. રૂશિઆના રાજ્યના મુખ્ય કેટલા ને કયા કયા ભાગ છે? યુરોપખંડમાં સૌથી મોટામાં મોટી નદી, મોટામાં મોટું મીઠા પાણીનું સરોવર અને મોટામાં મોટું ખારા પાણીનું સરોવર કયું છે? રૂશિઆઇ એશિઆના ભાગ ગણાવો. રૂશિઆમાં કયા કયા પર્વતો છે અને તેમાં શેની શેની ખાણો છે? કેરોસીન

તેલ ક્યાંથી નીકળે છે ? બાકુથી બાતુમ કેરોસીન લઇ જવા માટે શી ગોઠવણ કરી છે ? રશિઆની હાલની રાજધાનીનું શહેર કયું છે ? અને જુની રાજધાનીનું શહેર કયું હતું ? રશિઆના રાજાને શું કહે છે ? રશિઆના રાજ્યના ઇતિહાસનો આરંભ ક્યારથી થયો ?

## પાઠ ૭૪.

બાલ્ખીલાન=એ એશિઆઇ તુર્કસ્તાનમાં શહેર છે ( એમાં સિકંદર ઇ. સ. પૂર્વે ૩૨૩ માં મરણ પામ્યો હતો)

ઉદય પામી=ચઢતીમાં આવી

અસ્ત થયાં=નાશ પામ્યાં

આર્મિનીઆના=આર્મિનીઆના રહેવાસી

બર્બર=બાર્બરી સંસ્થાનના રહેવાસી

કોન્સ્ટાટિનોપલ=ઇસ્તંબુલ

બાદીને=નાખીને

બેદાના=એક જાતની ઔષધી

કમાવેલાં=પકવેલાં

સર્વોપરી=(સર્વ+ઉપરી)=બધાંથી ચઢીઆતું

ઉરૂમિઆ=એ ઇરાનમાં સરોવર છે

સંત=સાધુ; ત્યાગી; વેરાગી

પરસેપોલાસ=પારસીપુરી

શિરાજ=ઇરાનમાં શહેર છે એમાં સાદી અને હાફીઝ નામે કવિ જન્મ્યા હતા.

આયાત=પરદેશથી આવતો માલ

નિકાસ=પરદેશ જતો માલ

તહેરાન=ઇરાનની રાજધાનીનું શહેર છે.

જરથોસ્ત=પારસી ધર્મ સ્થાપનાર

## પાઠ ૭૫.

ક્ષેત્રફળ=લંબાઇ અને પહોળાઇનો ગુણાકાર

બોડા=ઝાડપાન વગરના

પુરાં=પુરતા; જોઇએ તેટલા

જમાનો=યુગ

પાધરો=ઘેરવાળો ચણીઓ

ભૂષણ=શણગાર

પેકીન=એ ચીનની રાજધાનીનું શહેર છે

ધરડા વરડા=પૂર્વજો; બાપદાદા

કોરીઆ=એ ચીનમાં દ્વીપકલ્પ છે

તવાસવા=બગાસવા

પંક્તિ=વર્ગ
નિપુણ=હોશિયાર
ટે કિઓ=વદો; જાપાનની રાજધાનીનું શહેર છે.

પાઠ ૭૬.

દ્રવ્ય=પદાર્થ
વાસ્તવિક=ખરેખર
સ્પષ્ટ=બરાબર
અવકાશ=ખાલી જગા
સિદ્ધ=સાબીત
સ્થાયી=કાયમ
સંબંધાકર્ષણ=(સંબંધ+આકર્ષણ) =પદાર્થના પરમાણુ એક બીજાને ખેંચી રાખે છે તે.
સમૂહ=જથો

સવાલ—દુનિયાની વસ્તુઓ જોતાં તેના કેટલા મોટા વર્ગ પાડી શકાય અને તે કયા કયા? દ્રવ્યના ત્રણ વર્ગ શાને લીધે પડયા? દ્રવ્યના ત્રણ રૂપમાં ફેર થવાનું કારણ સમજાવો.

પાઠ ૭૭.

ઠસોઠસ=ભરોભર
અભેદપણું=જુદા ન પડવાપણું
બુંદ=ટીપું
પરમાણું=કોઇ પણ વસ્તુનો અત્યંત ઝીણો ભાગ
છિદ્રાળુ=(છિદ્ર+આળુ)=કાણાવાળું
સંકોચન=સંકડાઈ જવું.
રૂપાંતર=જુદાં જુદાં રૂપ
જડ=ચેતન વગરનું
અદૃશ્ય=નહિ દેખાવું; ગુપ્ત
બાષ્પ=બાફ; વરાળ
જડત્વ=જડપણું; પોતાની મેળે હાલે નહિ તેવું
સ્થિતિસ્થાપક=(સ્થિતિ=હાલત=અસલ રૂપ+સ્થાપક=સ્થાપના) અગાઉની સ્થિતિમાં આવનાર

સવાલ—પદાર્થમાં સાત સામાન્ય ગુણો છે તે કયા કયા?

પાઠ ૭૮.

સમતોલપણું=સરખાપણું
સ્થળાંતર=(સ્થળ+અંતર)=જગામાં ફેર
સ્થિરતા=કાયમપણું
ઉપાધિ=કારણ

અવકાશ=પોલાણ; ખાલી જગા | તેવું
વિકાર=ફેરફાર
બાહ્ય=બહારની
ગતિમાન=ગતિવાળું; ગતિમાં હોય | અવસ્થા=હાલત
વલણ=મરજી

**સવાલ**—બળનું સમતોલપણું દાખલો આપી સમજાવો પદાર્થો સ્થળાંતર થવાનું કારણ સમજાવો.

## પાઠ ૭૯.

ઢાળ=ઢોળાવ; સરખી ઢાળ પડતી સપાટી.
અર્થાત્=મતલબ કે
ટોંગો=ખોટ
સાટું=બદલો; અવેજ
યાંત્રિક=યંત્રનો

**સવાલ**—દાદરો, સીડીઓ અને ડુંગરના રસ્તા એ કયા યંત્ર· સાદાં રૂપાંતર છે? ઢાળ શી રીતે બને છે? ઢાળમાં ઉંચાઇ ( તેમ લાભ ઓછો થાય કે વધારે? ઢાળમાં કેટલી રીતે બળ લગાડા છે અને કઇ કઇ? જ૦ બે રીતે લગાડાય છે, ૧) ઢાળની સમાંત દિશામાં ૨) પાયાની સમાંતર દિશામાં. બળમાં લાભ ક્યારે વધ અને ક્યારે ઓછો થાય? ઢાળ વિષે કયો નિયમ યાદ રાખવા જેવો છે

## પાઠ ૮૦.

ફાચર=પાયા આગળ જોડાઇ ગએલા બે ઢાળવાળો કકડો.
પેચ=ફેર; સ્ક્રૂ
સ્થાયી=કાયમ
વાસ=ફાટ
ગોદી=બાંધેલી ખાડી; વહાણ સમારવાની જગા
મરોડી=ફેર
આંસ=ધરી
દુમાલાસ=એ નામનું યંત્ર, ઘરના થાંભલા ઉંચકવા વગે કામમાં વપરાય છે)
પરિઆરૂં=ખીલી ઘાલવાનું (
અન્ય=બીજા
વા=અથવા
વર=ખીલીના દોરા

**ફાચર વિષે સમજ**—પાના આગળ જોડાઇ ગએલા બે ઢાળને ફાચર કહે છે એમાં બે ઢાળ એકઠા મળેલા હોય છે. ફાચરની લંબાઇ તે ઢાળનો પાયો છે. સુથાર, લાકડાં ફાડનાર વગેરે વાંસલો કુહાડી અને છીણી વગેરે વાપરે છે. તે ફાચર છે. તેનાપર ખેંચાણ કે દબાણ કરવાથી બળ લાગતું નથી. પણ ઉંચેથી ઘા મારવાથી બળ લાગે છે. એવા આકારથી પાણી કાપવું સહેલું પડે છે, તેથીજ હોડી. વહાણ, પક્ષીની પાંખ, માછલાં વગેરેનો આકાર ફાચર જેવો કરેલો છે.

**પેચ વિષે વિશેષ સમજ**—પાયાને સમાંતર બળ લગાડેલા ઢાળને પેચ અથવા ફેર કહે છે; અંગ્રેજીમાં એને સ્ક્રૂ કહે છે. પેચ ચોપડીઓ, ગાંસડીઓ વગેરે દાબવાના ઉપયોગમાં આવે છે.

**સાર**—બધી યાંત્રિકશક્તિઓમાં આ નિયમ ખાસ યાદ રાખવાનો છે કે **“ અંતરમાં જેટલો ટોટો થાય છે તેટલો બળમાં લાભ મળે છે. ”**

### પાઠ ૮૧.

ગુરૂત્વાકર્ષણ=(ગુરૂત્વ=ભારેપણું+આકર્ષણ=ખેંચાણ)=પૃથ્વી ભારના પ્રમાણમાં બધા પદાર્થોને ખેંચે છે તે

આકર્ષણ=ખેંચાણ)આ=મર્યાદા+કૃષ ખેંચવું+અન)=ખેંચવું તે;

ખેંચાણ=આકર્ષણ. એ મુખ્ય પાંચ જાતના છે, ૧) ગુરૂત્વાકર્ષણ ૨)સ્નેહાકર્ષણ ૩) કેશાકર્ષણ ૪) લોહચુંબકર્ષણ ૫) વિદ્યુતાકર્ષણ

કેશાકર્ષણ=લુગડાની કોર પાણીમાં બોળીએ છીએ ત્યારે ઉંચે પણ લુગડું ભિંજાય છે તે

તત્ત્વવેત્ત=તત્વજ્ઞાની

નિરીક્ષા=ધારીને જોવું તે

ત્રાંપનો કાંટો=કાટલા વગર તોળી શકાય એવો કાંટો.

ઉપયોગી સાર—બધી વસ્તુઓને આકર્ષણ બે પ્રમાણમાં લાગે છે. ૧) રજકણના પ્રમાણમાં, ૨) અંતરના પ્રમાણમાં રજકણનું સમ પ્રમાણ એટલે રજકણ ઓછા તેમ આકર્ષણ ઓછું; અને અંતરનું વ્યસ્ત પ્રમાણ એટલે અંતર વધારે તેમ આકર્ષણ ઓછું. ને અંતર થોડું તેમ આકર્ષણ વધારે છે. પૃથ્વીપર હવા, ઘસારો વગેરે નડવાથી આકર્ષણ બરાબર જણાતું નથી ધુમાડો, વરાળ વગેરે ગુરુત્વાકર્ષણ તોડીને ઉપર ચઢે છે તેનું કારણ એ છે, કે હવાપર વધારે આકર્ષણ થવાથી તે ચારે તરફ દબાણ કરી નીચે આવે છે, ને ધુમાડો વગેરે હલકા હોવાથી તેનાપર તરે છે. મતલબ કે હવાપર તેને ટેકવી રાખે છે. જો હવા ન હોય તો ધુમાડો, વરાળ વગેરે નીચેજ પડે. ઉપર ગુરુત્વાકર્ષણનો નિયમ કહ્યો છે તે ન હોત તો પૃથ્વીના પૃષ્ટ ઉપરના મનુષ્યો, પ્રાણીઓ, પથરા, ઘરો, નદીઓ, સરોવરો અને મહાસાગર હોઇ શકતજ નહિ. પૃથ્વી પણ ગુરુત્વાકર્ષણના નિયમને લીધેજ પોતાની સ્થિતિમાં રહેલી છે. આકર્ષણની શોધ સર ઍસાક ન્યુટન નામના ઇંગ્લાંડના એક વિદ્વાને કરી છે. એ વિદ્વાન ઇ. સ. ૧૬૪૧થી ૧૭૨૭માં થઇ ગયો.

### પાઠ ૮૨.

ગુરુત્વમધ્યબિંદુ=ભારની વચ્ચેનું ઠેકાણું; હરકોઇ પદાર્થના જે ઠેકાણાને ટેકો દીધાથી તે પદાર્થ બરાબર તોળાય તે ઠેકાણાને તેનું ગુરુત્વ મધ્યબિંદુ કહે છે. ગુરુત્વ મધ્યબિંદુ પદાર્થની વચ્ચેજ હોય એમ નથી; પણ ભારની વચ્ચેજ હોય છે.

ગુરુત્વરેખા=પદાર્થના મધ્યબિંદુથી પૃથ્વી મધ્યબિંદુ સુધી દોરેલી જે લીટી તે (પદાર્થના સ્થિર રહેવાનો અને પાડવાનો આધાર એના પર રહેલો છે)

સમતોલ=સરખો ભાર

સાર—ગુરુત્વમધ્યબિંદુ પદાર્થની વચ્ચેજ હોય છે એમ નથી, પણ ભારની વચ્ચે હોય છે. પદાર્થના સ્થિર રહેવાનો અને પડવાનો આધાર ગુરુત્વરેખાપર રહેલો છે. જો ગુરુત્વરેખા પાયામાંથી ખસી જાય તો પદાર્થ પડી જાય છે, ને પાયાની વચ્ચે હોય ત્યાં સુધી પડતો નથી. મલ્લ, કુસ્તી કરનાર પગ પહોળા રાખે છે તેનું કારણ એજ છે કે ગુરુત્વરેખા પાયાની વચ્ચે રહે.

### પાઠ ૮૩.

ધ્વનિ=અવાજ; નાદ
ઇંદ્રિયબોધ=ઇંદ્રિયને જ્ઞાન
લોલક=લટકણ
બેશક=(બે+શક) નક્કી
પડઘો=સામો અવાજ; પ્રતિધ્વનિ
તરંગો=મોજાં
ગુંચવણ=અવઘડ; અગવડ

સવાલ—અવાજ એટલે શું તે સમજાવો. મોજાં શી રીતે ઉત્પન્ન થાય છે તે દાખલો આપી સમજાવો. અવાજ બધી દિશામાં સંભળાવાનું કારણ શું? અવાજને ગતિ કોણ આપે છે? અવાજ દર સેંકડે કેટલા ફુટ ચાલે છે? અવાજ કાને શા કારણથી સંભળાય છે?

### પાઠ ૮૪.

ઉષ્ણતા=(ઉષ્=ઉનું થવું+તા)=ગરમી
ઇથર=ઘણો ઠંડો અને પાતળો વાયુ રૂપી પદાર્થ
ઘટ=જાડો
પ્રકાશિત=(પ્રકાશ+ઇત)=તેજસ્વી
ત્વરા=ઝડપ
પ્રત્યેક=(પ્રતિ+એક)=દરેક
મોજાં=તરંગો
ગતિ=બળ; શક્તિ
અવકાશ=બે જગા વચ્ચેનું છેટું
પસરે=ફેલાય
સહજ=થોડી મહેનતે
આણુ=રજકરણ
પ્રતિસારક=છૂટું પાડનાર
મનોરંજક=આનંદકારક
વિરંગી=(વિ+રંગ+ઇ)=તરેહ તરેહના રંગવાળું
જ્યોતિ=દીવાની સળગતી વાટ.

## પાઠ ૮૫.

ગ્રાહક=લઈ જનાર; લેનાર

મંદગ્રાહક=(મંદ=ધીમું+ગ્રાહક=
લેનાર)=ધીમે ધીમે ગરમી લઈ
જનાર

મદ્યાર્ક=દારૂનો અર્ક

સંસર્ગ=સંબંધ

ભ્રમણ=ભટકવાપણું

ઉષ્ણતાનયન=રજકણોને સાથે
લઈને ગરમીનું પસાર થવું

ઉષ્ણતાવહન=રજકણોમાં થઈને
ગરમીનું પસાર થવું

આંદોલન=(આંદોલ=ડોલાવવું+
અન)=હાલ્યા કરવું તે; ગતિ

## પાઠ ૮૬.

દ્રાવણ=ઓગાળવું.

દ્રાવણબિંદુ=ઓગળવાની હદનું
બિંદુ

આંદોલી=હાલી

કૃત્રિમ=બનાવટી

અભ્યાસ=મનન; અધ્યયન

ઉષ્ણતાબિંદુ=ગરમીનું બિંદુ

નિકટ=પાસે

કોલોનવૉટર=એક જાતની અંગ્રેજી
દવા

સવાલ—સેંટિગ્રેડ ઉષ્ણતામાપક યંત્રમાં બરફ, સીસું, રૂપું, તથા સોનું કેટલે અંશે ઓગળે છે? બરફનું પાણી થતી વખતે ઉષ્ણતામાપક યંત્રપર ગરમીની અસર શા માટે જણાતી નથી? તે ગરમી કયા કામમાં ખપે છે અને તેને કેવી ગરમી કહે છે? વરાળની છુપી ગરમી સમજાવો પાણીને સો અંશ ગરમ કરવાનો સહેલો પ્રયોગ કહો. કૃત્રિમ ઠંડી ઉત્પન્ન કરી પાણીનું બરફ કયા નિયમે બનાવવામાં આવે છે તે કહો, અને તેનું કારણ સમજાવો. માથું દુખતું હોય ત્યારે કોલનવોટરના અથવા ઠંડા પાણીના પોતા શા માટે મૂકે છે? કુજામાંનું પાણી શા કારણથી ઠંડું રહે છે?

પાઠ ૮૭.

સ્વપ્રકાશક(સ્વ+પ્રકાશક)=પોતાની મેળે પ્રકાશનાર; જે પદાર્થમાંથી પ્રકાશ નીકળે છે તે. જેવો કે સૂર્ય, દીવો, બળતા પદાર્થ વગેરે

પરપ્રકાશક=(પર+પ્રકાશક)=બીજાના તેજથી પ્રકાશનાર, જેવા કે ચંદ્રમાં, કાચ, લાકડું, માટી વગેરે

પરાવર્તનપામી=(પરા=પાછું+વૃત=વળવું+અન)=પાછો ફેંકાઇ

આંદોલન=હાલવાની ક્રિયા

ત્વચા=ચામડી

જ્ઞાનતંતુ=(જ્ઞાન+તંતુ)શરીરમાં ઝીણા તાર જેવી મગજને ખબર પહોંચાડનારી નસો; જ્ઞાનરજ્જુ

કિરણ=સીધી લીટીમાં પડતો પ્રકાશ

તેજસ્વી=પ્રકાશિત

ભેદીને=અંદર પેસીને

સવાલ—અજવાળા ને ગરમીનું મોટું મૂળ કયું? આંધળા માણસ શા માટે દેખી શકતા નથી? હરકોઇ પદાર્થ જોવાને માટે કઇ કઇ ત્રણ ચીજ જોઇએ? (તે પદાર્થ, અજવાળું ને આંખ.) સ્વપ્રકાશક અને પરપ્રકાશક પદાર્થો ગણાવો. પ્રકાશ શાથી ઉત્પન્ન થાય છે? પ્રકાશનાં કિરણો સીધી લીટીમાં જાય છે એ વાત પ્રયોગથી સાબીત કરો. અપારદર્શક પદાર્થનો ઓળો શા માટે પડે છે તે સમજાવો. છાપડામાં અને આપણા ઘરમાં પ્રકાશ જોઇ શકીએ છીએ તેનું કારણ સમજાવો.

પાઠ ૮૮.

જાડાઇ=જાડાપણું; જાડાપ

અસમાનતા=(અ+સમાન+તા)=સરખાપણું નહિ તે

અનિયમિત=અ+નિયમ+ઇત)=નિયમ વગર

વક્રીભવન=(વક્રી=વાંકું+ભવન=થવું)=એક જાતના પારદર્શક પદાર્થમાંથી બીજી જાતના પારદર્શક પદાર્થમાં જતાં પ્રકાશનાં કિરણ વાંકાં વળે છે તે

પ્રમાણ=માપ

ઉદાહરણ=[illegible] દૃષ્ટાંત
[illegible]=સાદી
પ્રતિબિંબ=(પ્રતિ=સામું+બિંબ=આકાર)=સામો આકાર
પૃષ્ઠ=બાજુ; પડ
ઉંધી=અવળી; સામી
અસ્થિર=(અ+સ્થિર)=સ્થિર નહિ તે
અસમાન=(અ+સમાન=સરખી) નહિ તે

સવાલ—આરસી સુરજની સામી ધરવાથી આપણી મરજી પ્રમાણે કિરણો હરકોઇ દિશામાં શા કારણથી ફેરવી શકીએ છીએ? આરસીમાંથી કિરણો શા માટે પરાવર્તન પામે છે? અપારદર્શક પદાર્થનું પ્રતિબિંબ શા કારણથી પડતું નથી? આરસીની સામે સીસાપેનની અણી ધરી પ્રતીબિંબ તરફ નજર કરીએ તો શું માલમ પડશે?

પાઠ ૮૯.

અર્થાત્=મતલબ કે
વાસ્તવિક=ખરી
રેખા=લીટી
બહુધા=ઘણું કરીને
ક્ષિતિજ=પૃથ્વી ને આકાશ મળી ગએલું બતાવનાર લીટી
વસ્તુતઃ=ખરી રીતે

પાઠ ૮૭, ૮૮, ૮૯ નો સાર—અજવાળા તથા ગરમીનું મૂળ સુરજ છે. પ્રકાશના કિરણ વસ્તુઓ પર પડે છે. તે ત્યાંથી પાછા ફેંકાઇ આપણી આંખમાં પેસે છે તેથી હરેક વસ્તુઓ આપણે જોઇ શકીએ છીએ. હરકોઇ પદાર્થ જોવાને માટે પદાર્થ અજવાળું અને આંખ એ ત્રણે જોઇએ. પ્રકાશનાં કિરણના ગુણ-(૧) પ્રકાશનાં કિરણ પરાવર્તન પામે છે. જે પદાર્થનાં પૃષ્ઠ ચળકતાં છે તે ઉપરથી પરાવર્તન ઘણું થાય છે ને ઝાંખા પદાર્થપરથી પરાવર્તન થોડું થાય છે. (૨) પાણી અને કાચ જેવા પારદર્શક પદાર્થમાંથી પ્રકાશ આરપાર જઇ શકે છે પણ અપારદર્શક પદાર્થમાં તેમ થતું નથી. કેમકે ત્યાંથી કિરણો પાછાં ફેંકાઇ બીજે રસ્તે ચાલ્યાં જાય છે. પ્રકાશના કિરણ દબાતા જાય

તેમ સામેના પદાર્થનો ઓળો પડે છે (૩) પ્રકાશનાં કિરણ એક જગાએથી બીજી જગાએ બહુ ઝડપથી જાય છે. પ્રકાશ એક સેકંડમાં એક લાખ ૮૬ હજાર મેલ ચાલે છે. સૂર્યથી પ્રકાશને આવતાં ૮ા મિનિટ લાગે છે, એની શોધ રીમર નામે ડેન્માર્કના ખગોળવેત્તાએ ઇ. સ. ૧૬૭૫માં કરી. (૪) હીરા વગેરે ચળકતા પદાર્થોમાં પોતાનું તેજ નથી, પણ બીજાનું તેજ તેમના ઉપર પડીને તે બધું પરાવર્તન પામે છે; તેથી તે વધારે ચળકતા જણાય છે. પ્રકાશનાં કિરણ આપના મોં ઉપર પડીને ત્યાંથી પરાવર્તન પામી આરસી પર પડે છે ને ત્યાંથી પાછા પરાવર્તન પામી આપણી આંખમાં પેસે છે, તેથી આરસીમાં આપણું મોં દેખાય છે. પ્રકાશના કિરણનો પતન કોણ=પડની વખતનો ખુણો અને પરાવર્તન કોણ=પાછાં ફેંકાતી વખતે જે ખુણો થાય છે તે બરાબર હોય છે. ૫) પ્રકાશનાં કિરણ ત્રાંસી લીટીમાં જવાથી તેના આકાર સામેના પદાર્થપર ઉંધા દેખાય છે તેનેજ લીધેજ પાણીમાં ઝાડની ટોચ નીચે અને થડ ઉંચે જણાય છે. અથવા આરસીમાં જોઇએ તો ડાબો ભાગ જમણી તરફ અને જમણો ભાગ ડાબી તરફ દેખાય છે બીજું પરાવર્તન પામવાથી પદાર્થ મોટા પણ દેખાય છે, ૬) પ્રકાશનાં કિરણ વક્રીભવન પામે છે એટલે એક જાતના પારદર્શક પદાર્થમાંથી બીજી જાતના પારદર્શક પદાર્થમાં જતાં પ્રકાશનાં કિરણ વાંકા વળે છે. એજ કારણથી દીવાના કોડિઆમાં મૂકેલી સળી તથા પાણીમાં મૂકેલી લાકડી વાંકી જણાય છે. કારણ કે કોડિઆમાં જે સળી મૂકેલી છે તેમાંથી નીકળતા કિરણ દીવેલની બહાર સીધી લીટીમાં જતાં નથી પણ મરડાય છે જેથી સળી વાંકી જણાય છે. વક્રીભવનથી નાના પદાર્થ મોટા દેખાય છે અને આઘેના પદાર્થ પાસે જણાય છે; સું-

સૂક્ષ્મદર્શક યંત્રમાંથી અથવા દૂરબીનમાંથી જોતાં પદાર્થ મોટા તથા પાસે દેખાય છે તેનું કારણ વક્રીભવન થવાથી એમ દેખાય છે. વક્રીભવન થવાથી અજવાળાનાં કિરણનું પૃથક્કરણ થાય છે ને તેથી તેના સાતે રંગ જુદા જણાય છે.

પાઠ ૯૦.

વિદ્યુત=(વિ=વધારે=દ્યુત=પ્રકાશવું +ત=ભૂતકૃદંતનો=પ્રત્યય=એલું) =પ્રાણિમાત્રમાં જે ગુપ્ત બળ રહેલું છે તે; વીજળી (એને અંગ્રેજીમાં ઇલેક્ટ્રિસીટી કહે છે)

ગર=અંદરનો માવો; ગર્ભ

ઘર્ષણ વીજળી=એ પદાર્થોને ઘસવાથી જે વીજળી ઉત્પન્ન થાય છે તે

આકર્ષણ=ખેંચાઇ

સવાલ—ઘર્ષણ વીજળી એટલે શું તે પ્રયોગ કરી સમજાવો. કયા કયા પદર્થમાં વિદ્યુત શક્તિ ઉત્પન્ન થઇ શકે? કાચમાં વિદ્યુત વહેતી નથી તે પ્રયોગથી સાબીત કરો. વિરૂદ્ધ ગુણવાળી વિદ્યુત ઉત્પન્ન કરી બતાવો. વિદ્યુતનો ઉપયોગ કહો.

પાઠ ૯૧.

ઢઢ્ઢો=પતંગની વચ્ચેની ઉભી દાંડી

ઘનઘોર=અંધારાએલું;

ભંગ=નાશ

વિદ્યુતવાહક=(વિદ્યુત+વાહક)=જેમાંથી થઇને વીજળી ઝટ વહી શકે છે તે

સર્પાકાર=(સર્પ+આકાર)=સાપનો જેવો ઘાટ

ધારણા=અટકળ; અનુમાન

ધ્વનિ=અવાજ

સવાલ—વાદળમાંની વીજળીને નીચે ઉતારવા માટે ફ્રેંકલીને શી યોજના કરી? વાતાવરણમાં વીજળી કયારે કયારે હોય એ બાબત કંઇ નિયમ છે? વીજળી કયારે પડે છે? મોટી ઇમારતને વીજળીથી બચાવ કરવાને શી ગોઠવણ કરેલી હોય છે? કેવા પદાર્થપર વીજળી

પડવાનો સંભવ વધારે છે ? વીજળીનો ચમકારો પહેલો થાય છે ને ગર્જના મોડી સંભળાય છે તેનું કારણ શું ?

સાર—વીજળી કોઇ પદાર્થપર પડીને નુકસાન કરે છે તેમ એનાથી લાભ પણ ઘણા છે. ૧) હલકી ધાતુપર કીમતી ધાતુ ચઢાવી શકાય છે. ૨) આગબોટ ચાલે છે. ૩) ભાંગેલા વહાણના ખોખાં દરીઆમાંથી ઉડાવી દે છે, ૪) પહાડ ફાડી રસ્તા બનાવી છે. ૫) લાખો ગાઉની ખબર ટુંક મુદતમાં પહોંચાડે છે. ૭) આગગાડી ચાલે છે, ૮) છબીઓ પડે છે, ૯) દીવા થાય છે. ૧૦) સંચાઓ એની મદદથી ચલાવાય છે. વગેરે વગેરે.

પાઠ ૯૨૨

લોહચુંબક=એ એક એવી જાતનું લોઢું છે કે એની પાસે થોડે છેટે સોય વગરે બીજું સાધારણ લોઢું ધરીએ તો તેને તે ખેંચી લઇ પોતાની જોડે વળ ગાડી દે છે

હોકાયંત્ર=(હુક્કો+યંત્ર) વહાણમાં દિશા જાણવાનો સંચો. (એની સોય હમેશાં ઉત્તર દિશા તરફ રહે છે)

નાવિક=(નૌ=વહાણ+ઇક)= વહાણવટી; સુકાની; ટંડેલ

અન્વય—(લોહ)ચુંબક લોહને નચવે (છે) (અને) ઉત્તર દિશામાં રાખે (છે:) નાવિક હોકાયંત્રથી ખરેખર આશીશ દે (છે)

સમજુતી—લોહચુંબક લોઢાને નચવે છે. અને (હોકાયંત્રની સોયને) ઉત્તર દિશામાં રાખે છે; માટે હોકાયંત્રથી વહાણવાળા ખરેખર આશીશ દે છે.

લોહકાંત=લોઢાને ખેંચનાર; લોહચુંબક

ચમકપાણ=એક જાતનું મરોડી સાથે મળી ગએલું લોઢું

આકર્ષણ શક્તિ=ખેંચાણ શક્તિ

ઘુમરી=ચકરી

આભ=વાદળ
આલમ=કમાનના હાથ નીચેનો અમલદાર

ઘર=હરકોઈ વસ્તુ મૂકવા માટે અંદરથી પોલી જે વસ્તુ તે

સવાલ—લોઢાને ખેંચવાનો ગુણ શેમાં હોય છે? લોઢાને આપણે એવો ગુણ આપી શકીએ છીએ તે પ્રયોગથી સાબીત કરો. લોહચુંબકના કયા ભાગપર ચુંબક ગુણ હોય છે? લોહચુંબકનો ગુણ કઇ દિશા તરફ વળી રહેવાનો છે? એ પ્રયોગથી સાબીત કરી બતાવો. હોકાયંત્રની શોધ આજથી કેટલા વર્ષપર થઇ અને જ્યારે એ યંત્ર નહોતું ત્યારે શી શી હરકતો પડતી હતી! હોકાયંત્રની રચના સમજાવો. જમીનપર વાપરવાનું હોકાયંત્ર અને દરીઆમાં વાપરવાનું હોકાયંત્ર એ બેમાં શું ફેર હોય છે?

પાઠ ૯૩.

ઘટના=બનાવટ
અદૃશ્ય=દેખાય નહિ તેવું; ગુપ્ત.
વહેર=ઝીણો ભુકો

કિંચિત=જરા જેટલા; થોડા
દહન=સળગવું તે; બળવું તે
સેંદ્રિય=(સ+ઇંદ્રિય)=ઇંદ્રિયવાળા
અંશ=ભાગ;

સવાલ—હવામાં ઓક્સિજન શા પ્રમાણમાં છે? હવામાં ઓક્સિજન પાંચમા ભાગ જેટલો છે તે પ્રયોગથી સાબીત કરી બતાવો. હવામાં બીજું કયું મુખ્ય તત્ત્વ છે? નૈટ્રોજનનો ગુણ કહો. હવા કયા કયા બે મુખ્ય તત્ત્વના સંયોગથી બનેલી છે? હવામાં એ બે તત્ત્વ સિવાય બીજા કયાકયા પદાર્થો છે? પાણીની વરાળ શા પ્રમાણમાં છે? કાર્બોનિકએસિડ ગ્યાસ શા પ્રમાણમાં છે?

પાઠ ૯૪.

ઘટકાવયવ=(ઘટક=તત્ત્વ+અવયવ =ભાગ)=તત્ત્વનો ભાગ
પેશી=ઝીણા તંતુ

તેજાબ=એસિડ
સોડાવોટર=(સોડા+વોટર=પાણી)
=સોડાવાળું પાણી
ઉચ્છવાસ=(ઉત્=ઉંચો+શ્વાસ=
દમ કાઢવો તે) દમ મૂકવો તે.
પૂર્તિ=પૂરણી
ઉત્કૃષ્ટ=ઘણું સારૂં; શ્રેષ્ટ

સવાલ—ઓક્સિજનના ગુણ તથા ઉપયોગ કહો. નૈટ્રોજનના ગુણ તથા ઉપયોગ ગણાવો. કાર્બોનિક એસિડ ગ્યાસ શું શું મળીને બનેલો છે? કાર્બોનિક એસિડ વાયુ બનાવો. કાર્બોનિક એસિડ વાયુ હવા કરતાં ભારે છે તે તમે શાથી જાણ્યું? કાર્બોનિક એસિડ ગ્યાસ કોને ફાયદો કરતા છે? પ્રાણીઓ શ્વાસમાં હવામાંથી શું લે છે ને શું બહાર કાઢે છે?

સાર—શીશીમાં દીવો બાળવાથી કાર્બોનિક એસિડ ગ્યાસ ઉત્પન્ન કરી શકાય છે, એજ શીશીમાં જો આપણે દીવો મૂકીએ તો તે હોલવાઇ જાય છે. કાર્બોનિક એસિડ ગ્યાસ એ ઝેરી હવા છે. પ્રાણીને તે કામનો નથી; પણ વનસ્પતિને તે ઘણો જરૂરનો છે; પ્રાણીઓ જે વાયુ લે છે તે ઓક્સિજન વગર પ્રાણીઓ જીવી શકે નહિ; માટે એને પ્રાણવાયુ પણ કહે છે. જો આપણે બરણીમાં ફોસ્ફરસ બાળીશું તો તેમાં ફોસ્ફરસ એસિડ બનશે અને તેમાંની હવામાંનો નૈટ્રોજન તેમાં રહેશે. એ દહન કરવાને મદદ કરતો નથી, અને એ જીવતાં પ્રાણીને ઉપયોગી નથી. વળી તેમાં ઉંદરો મુકવાથી તેઓ તરત મરી જાય છે. એમાં સ્વાદ અને વાસ નથી. ઓક્સિજન વાયુ એકલો લેવાથી નુકસાન થાય છે કારણ કે તે બહુ જલદ છે. માટે તેને મંદ કરવાને નૈટ્રોજન ઉપયોગી છે. જો તમો સ્લેટપર ઉચ્છવાસ મૂકશો તો તે ભીની થશે એ ઉપરથી જણાય છે કે હવામાં પાણીની

વરાળ છે. જો હવામાં પાણીની વરાળ ન હોય તો સઘળી વનસ્પતિ સુકાઇ જાય અને પ્રાણીઓ મરી જાય એને લીધેજ વનસ્પતિ લીલી રહે છે. ચુનામાં નવસાર મેળવવાથી એમોનીઆ ઉત્પન્ન કરી શકાય છે. વાતાવરણમાં (હવામાં) ઓક્સિજન, નેટ્રોજન, કાર્બોનિક એસિડ ગ્યાસ, પાણીની વરાળ ને એમોનીઆ હોય છે. ૧૦૦ ભાગ વાતારણ (હવા)માં ૨૧ ભાગ ઓક્સિજન, ૭૮.૪ ભાગ નેટ્રોજન અને .૬ ભાગ કાર્બોનિક એસિડગ્યાસ; પાણીની વરાળ, એમોનિઆ, અને ઝીણી રજ વગેરે હોય છે.

### પાઠ ૯૫.

કાળજું=કલેજું; પેટમાંનું જમણી તરફનું એક અંગ

બરોળ=પેટમાંની ડાબી બાજુની ગાંઠ; તલ્લી

મૂત્રપિંડ=ગુરદા; પેડુમાં રહેલી પિશાબની ગાંઠ

ઉદર=પેટ

પ્રત્યક્ષ=ખુલ્લી

પરોક્ષ=અદૃશ્ય; ગુપ્ત

પિત્તાશય=( પિત્ત+આશય=ઠેકાણું) પિત્તને રહેવાનું ઠેકાણું; કાળજું

યકૃત=હૃદય; કાળજું

આંતરડું=પેટના ડાબા છેડાથી ગાંડની કુલ્લી સુધીની જે નળીમાં નર્ક રહે છે અને જેમાંથી નર્ક નીચે ઉતરે છે તે; મળ નળી.

રતુમડો=રતાસ પડતો

કોષો=શરીરમાં પાંચ થર કલ્પ્યા છે તે(પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય, અન્નમય)

માતબર=ઘાડું ને મેલું

પિત્ત=કાળજામાં લોહીથી જુદો પડેલો પીળો પ્રવાહી પદાર્થ

દ્વાર=બારણાં; રસ્તા; કાણાં

માંસરસ=માંસગોળમાંથી નીકળેલો રસ; જેમાંથી માંસ બને છે તે રસ

શર્કરા=ખાંડ; સાકર

બેચેની=ઉદાસી; અસુખ

ગંભીર=ભયંકર

પ્લીહા=બરોળ

અંતર્ભાગ=પોલી બાજુઓ

મુરદા=મુત્રાપડો
રગસીઆ=લાંબો વખત પહોંચે એવા

પાઠ ૯૬.

મુકાબલે=સરખામણીમાં
પ્રકાશમાન=(પ્રકાશ+માન)=તેજસ્વી
તેજોમય=પ્રકાશિત
તેજાવરણ=(તેજ+આવરણ=ઢાંકણ) પ્રકાશનું ઢાંકણુ
રંગાવરણ=(રંગ+આવરણ)=રંગનું ઢાંકણુ
મુકુટાવરણ=(મુકુટ=મુગટ+આવરણ)=કિરણોનું ઢાંકણુ
અદ્યાપિ=(અદ્ય=આજ+અપિ=પણ)=આજ પણ; આજ સુધી; હજુ સુધી
વિલક્ષણ=નવાઇ જેવા

સવાલ—પૃથ્વીથી સુરજ કેટલો આઘો છે? પૃથ્વીથી સુરજ કેટલા ગણો મોટો છે? પૃથ્વીથી સુરજ જેટલા ગણો મોટો છે તેટલા ગણો ભારે છે કે નહિ? અને નહિ તો તેનું કારણ શું? સૂર્ય પોતાની ધરીનો એક ફેરો કેટલા વખતમાં ફરી વળે છે? તેજાવરણ સિવાય બીજા આવરણ છે કે નહિ અને છે તો તે કયા કયા? રંગાવરણ શેનું બનેલું હોય છે? મુકુટાવરણ શેનું બનેલું છે? એ આવરણો દેખાતાં કેમ નથી? એ આવરણો ક્યારે દેખી શકાય છે?

પાઠ ૯૭.

કળા=ચંદ્રબિંબનો ૧૬મો ભાગ; તેજ
સૂર્યગ્રહણ=જ્યારે સૂર્ય અને પૃથ્વી એ બેની વચ્ચે ચંદ્ર આવે છે ત્યારે ચંદ્રની છાયા પૃથ્વી ઉપર પડવાથી પૃથ્વીના લોકોને સૂર્ય દેખાતો નથી. (એ અમાસે થાય છે કેમકે તેજ દિવસે સૂર્ય, ચંદ્ર અને પૃથ્વી એ ત્રણે સીધી લીટીમાં આવે છે સૂર્યગ્રહણ ત્રણ જાતનું થાય છે ૧) ખગ્રાસ; ૨) કંકણાકર, ૩) ખંડીત
ક્ષિતિજ=આકાશ અને પૃથ્વી મળી ગએલાની હદ બતાવનાર લીટી

ગ્રહણ=(ગ્રહ=લેવું+અન=ક્રિયા બતાવનાર પ્રત્યય)=આકાશમાં એક પદાર્થનો છાયો બીજા પદાર્થપર પડે છે ત્યારે તે બીજા પદાર્થનું ગ્રહણ થયું કહેવાય છે
ધુમકેતુ=પુછડીઓ તારો
ષષ્ઠાંશ=(ષષ્ટ=છ+અંશ=ભાગ) છઠ્ઠો ભાગ
નિરીક્ષણ=ધારી ધારીને જોવું.
અવકાશ=ખાલી જગા [પકયંત્ર
સેંટિગ્રેડ=સોઅંશવાળું ગરમી મા-
અમાસ=સંસ્કૃત અમાવાસ્યા ઉપરથી (અમા=સાથે+વસ=રહેવું)

સવાલ—ચંદ્રને પૃથ્વીનો ઉપગ્રહ શા માટે કહે છે? પૃથ્વીની આસપાસ કેટલા દિવસમાં એક ફેરો ફરી વળે છે?; ચંદ્રનો અર્ધોજ ભાગ આપણને શા માટે દેખાય છે? ચંદ્રની કળા સમજાવવા માટે શો પ્રયોગ કરશો? એ પ્રયોગ કરી બતાવો. સૂર્યગ્રહણ અને ચંદ્ર-ગ્રહણ થવાનાં કારણ કહો. ચંદ્ર પૃથ્વીથી કેટલે અંતરે છે? ચંદ્રમા કરતાં પૃથ્વીનું વજન કેટલા ગણું છે? પૃથ્વીપર જે પદાર્થનું વજન ૬ શેર થાય તેજ પદાર્થ ચંદ્રમાં લઇ જવાથી તેનું કેટલું વજન થશે અને શા કારણથી? ચંદ્રને દુરબીનમાંથી જોવાથી તેમાં શું શું દેખાય છે? ચંદ્રમાં કેટલા દિવસનો દહાડો અને કેટલા દિવસની રાત હોય છે? આપણા જોવામાં જેવાં પ્રાણી અને વનસ્પતિ આવે છે તેવાં પ્રાણી અને વનસ્પતિ ચંદ્રમાં કેમ જીવી શકતાં નથી.

પાઠ ૯૮.

કક્ષા=સૂર્યની આસપાસ પૃથ્વીનો ફરવાનો માર્ગ
મુખ્યગ્રહ=સૂર્યની આસપાસ ફરનાર ગ્રહ; એ આઠ છે. ૧) પૃથ્વી ૨) બુધ ૩) શુક્ર ૪) મંગળ ૫) બૃહસ્પતિ ૬) શનિ ૭) યુરેનેસ ૮) નેપચ્યુન
ખગોળવેત્તા=(ખ=આકાશ+ગોળ=ગોળા+વિદ્=જાણવું+તા=

| | |
|---|---|
| પણ)=આકાશ સંબંધી જ્ઞાન ધરાવનાર | અવગણના=(અવ+ગણના=ગણત-રી)=તિરસ્કાર |

સવાલ—સૂર્યની આસપાસ કયા કયા ગ્રહો ફરે છે? અંદરના ને બહારના ગ્રહોનાં નામ દો. કયા બે ગ્રહો દેખાતા નથી અને શા કારણથી? કયા દેશમાં બુધને જોવાનું અઘરૂં છે? બુધ અને શુક્ર સૂર્યથી કેટલે દૂર છે અને તેઓ સૂર્યની આસપાસ કેટલા વખતમાં ફરી રહે છે? બુધનો અને શુક્રનો દિવસ કેટકેટલા કલાકનો છે? આપણી પૃથ્વીથી શુક્ર વધારેમાં વધારે ને ઓછામાં ઓછો કેટલો દૂર છે? આપણે ત્યાંની સાધારણ હવા કરતાં શુક્રની હવા શા કારણથી વધારે ગરમ હોવી જોઇએ? આપણી પૃથ્વીપર જેમ ઋતુભેદ થાય છે તેમ શુક્રપર થતાં હશે કે નહિ?

## કવિતાની સમજુતી.

| | | |
|---|---|---|
| પાઠ ૪. | શી=કેવી | સરિતા=નદી |
| કુદરતનું વર્ણન. | તરૂવર=(તરુ+વર)=મોટાં ઝાડ | મલિનતા=મેલાપણું. ગંદકી |
| દીસંત=દેખાય | અમૃત=મિઠાસ | સમાવતી=મટાડતી |
| મંગળકારી=મંગળ+કાર+ઇ)આનંદદાયક | ઝીલે=લે; ચાખે | શશી=ચંદ્ર |
| પરિતાપ=પરિ=ચારે તરફથી=તાપ=દુ:ખ)=પુરેપુરૂં દુ:ખ | રસીયું=ઓપ ચડાવ્યો | અંતર=મન |
| | પરમ=મોટું | વિહારતો=વાતો; મોજ કરતો |
| | શોભન=શોભનારૂં | |
| નિવારી=મટાડી | લોભન=લલચાવનારૂં | લે'રી=લહેર; તરંગ |
| મધુર=મીઠી | લોચન=આંખ; નેણ | પસારતો=ફેલાવતો |
| કોમળ=નાજુક; સુંદર | સ્વર=સૂર; અવાજ | હરે=લઇ લે |

પુરણ=પુરું
વાસીત+(વાસ+ઇત)= વાસવાળું; સુગંધીદાર
શ્રમ=થાક
વિરામના=આરામ લેતાં; શાંત થતાં
નાવડી=નાની હોડી
ઉદર=પેટ
ધવળ=સફેદ; ધોળું
ખળળ=ખળખળ

નાવિક=હોડીવાળો
સમો=વખત
વાગોળતા=મોંમાં પાછું લાવી ચાવતા
કદીય=કદી
શીંગડી=નાના નાજુક શીંગડાં
કંઠની=ગળામાંની
ગાજતી=વાગતી
પથિક=(પથ+ઇક) વટે-માર્ગુ; રસ્તે જનાર

ઓઢણુ=ઓઢવાનું લુગડું
ભ્રાંત=શંકા
શાંતિ=જંપ
ત્રાસ=બીક
નિવાસ=રહેઠાણ
સકળ=બધી
રચના=શોભા
ઉચ્ચરંતી=બોલતી
કીરતી=વખાણ; સ્તુતિ
કરતા=કરનાર પરમેશ્વર

## પાઠ ૪. કુદરતનું વર્ણન

અન્વય—જંગલ મંગળકારી દીસંત, મનુષ્યના પરિતાપ નિવારી કોમળ મધુર ચંદની શી ખીલે (છે!) સહુ તરુવરો અમૃતને ઝીલે (છે) (૧) બધું વનરૂપેરી રસે રસીયું (હોય તેવું) પરમ શોભન (તે) લોચનને લોભન (કરનારૂં છે) મીઠો સ્વર કરતી જતી સરિતા મલિનતા (અને) તાપ સમાવતી, (૨) (નદીના) જળે ચંદ્ર તણાં કીરણો રમતાં (જણાય છે. વળી) વિહારતો શીતળમંદ પવન જળ મહીં ઝીણી લે'રી પસારતો જાય છે તેથી શશી તણી છબી અંતર ઉછળે છે. (૩) (તે પવન) વન (ના) ફૂલોની ઘણી સુગંધી હરે (છે ને તે વડે) તે વનને પુરણ વાસિક કરે (છે) દિવસના અતિશે શ્રમ પામતાં પશુ પંખી (ત્યાં) છુપી ગયાં (ને) વિરમતાં (જણાય છે.) (૪) નદી મહીં જળ કાપતી નાવડી (ના) સફેદ સઢ અતિ પવને

ફુલ્યો (છે) અરે એનું ઉદર વિશાળ હશે (તેથી) ખરે ધવળ વસ્ત્રથી ઢાંકી દીધી (છે) (૫) જળમાં ખળળ બહુ શબ્દ થતા; બહુ શ્રમથી નાવિક હાંફતા (હતા) સમો જતાં નદી તીરે ગાડી છુટી (છે તેના) બળદ બેસી શું ધાસ વાગોળતા! (૬) કદીય વાંકડી (શીંગડી) ડોલતી (જણાય) કંઠની ઘંટડી મધુર વાજતી (સંભળાય છે) પથિક ભયની ભ્રાંત તજી નિરાંતે ઓડણ તાણી (ને) સુઇ ગયા. (૭) અહીં શાંતિ નિવાસ કરી રહી (છે તેથી) અહીં તો જન ત્રાસ વિસરતા. આ સકળ રળિઆમણી રચના (પોતાના) કરતાતણી કીરતી ઉચરતી. (૮)

**સમજુતી**—જંગલ આનંદદાયક દેખાય છે, માણસોનાં દુ:ખને મટાડી આ મધુર કોમલ ચાંદની કેવી શોભી રહી છે! બધાં ઝાડ અમૃતને ઝીલે છે અર્થાત્ ચંદ્રિકાને ધારણ કરે છે. (૧) બધું વન જાણે રૂપાના રસવડે (ચંદ્રિકાથી) રસી લીધું ન હોય! મતલબ કે રૂપેરી ચાંદની પૂર્ણ પ્રકાશી રહી છે. એવું જે ઘણું શોભિતુ તે આંખને લલચાવનારૂં છે. અર્થાત્ આવી લલિત શોભા આંખમાં લોભ ઉત્પન્ન કરે છે એટલે જાણે જોયાજ કરીએ એવી આંખને ઇચ્છા થાય છે. મધુર અવાજ કરતી જતી નદી મેલાપણું (મેલ) અને તાપ શાંત કરતી. (૨) નદીના પાણીમાં ચંદ્રનાં કિરણ રમતાં જણાય છે, વળી મોજમાં વાતો ઠંડો ધીમો પવન પાણીમાં ઝીણા તરંગો હલાવતો જાય છે, તેથી ચંદ્રમાની છબી ઉછળતી હોયની! એવું આપણા મનમાં લાગે છે. (૩) તે પવન વનમાંનાં ફૂલોની ઘણી સુવાસ લઇ લે. છે, ને તેવડે તે (પવન) જંગલને પુરેપુરૂં સુગંધીદાર કરે છે દિવસની ઘણી મહેનતથી થાકેલા પશુ, પંખી ત્યાં છુપાઇ જઇને આરામ પામતા જણાય છે, (૪) નદીમાં પાણી કાપતી જતી હોડીનો પેટો સઢ ઘણા પવનથી ફૂલેલો જણાય છે, અરે એનું પેટ મોટું હશે તેથી ખરે.

ખર ધોળા ઘુમટાથી તેને ઢાંકી દીધું છે. (૫) હોડીના ચાલવાથી) પાણીમાં ખળખળ ઘણા શબ્દ થતા, અને ઘણી મહેનતથી ખલાસીઓ હાંકતા હતા; વખત થઇ જવાને લીધે નદી કિનારે ગાડી છુટી છે, તેના બળદ બેસીને કેવા ઘાસ વાગોળે છે! (૬) કદી તે બળદોની વાંકી શીંગડીઓ હાલતી જણાય છે અને ગળામાંની ઘંટડી મધુર અવાજથી વાગતી સંભળાય છે, વટેમાર્ગુઓ બીકની શંકા છોડી દઇને નચિંતે સોડ તાણીને સુઇ ગયા છે (૭) અહીંઆં શાંતિ (શીતળતા) રહેઠાણ કરી રહી છે તેથી અહીંઆં તો માણસ બીક ભુલી જાય છે; આ બધી શોભાયમાન બનાવટ જાણે બનાવનારની (પરમેશ્વરની) આબરૂ બોલતી હોયની! મતલબ કે પરમેશ્વરની અગાધ શક્તિનું ભાન કરાવતી હોયની! (૮)

(રા. સા. મધુવચરામ બળવચરામ મુન્સફ એઓ સુરતના વીસનગરા નાગર બ્રાહ્મણ છે.)

## પાઠ ૯
## ઈશ્વર કેમ ખૂશ થતો નથી તે બાબત.

પ્રસન=ખુશ; રાજી
નવ=નાહ
કીરતન=ભજન; ગુણ ગાન
અતીશે=ઘણું; વધારે
તારે=તહારે
ડાચાકૂટ=નકામી વાતચીત
લવ=બાવરી; ગમેતેમ બોલવું
પર=પારકી
નિંદા=બદબોઇ
પૂજન=પૂજા સેવાની ક્રિયા
કાયા=શરીર
કંપે=ધ્રુજે
ગંજીફા=રમવાના પાના
કૂટતા=રમતા
આઠ પહોર=દહાડોને રાત (એક પહોર ૭ા ઘડી એટલે ત્રણ કલાકનો કહેવાય છે)
જંપે=ઠરીને બેસે
ચંદન=સુખડ; સુગંધીકાષ્ટ
કુંડી=મસાલો ખુંદવાનું પત્થરનું કુંડું
કુદકું=લાકડાનો દસ્તો (મસાલો ખુંદવાનું)

હોય તેને કુંદકું કહે છે)
રગડે=વાટે; ઘૂટે
એકાદશી=અગ્યારસ
ઓચ્છવ=ઉત્સવ; પ-
વિત્ર દિવસ;
જાગરણ=ઉજાગરો
ભાંડ=ભુંડા બિભત્સ
શબ્દ બોલનાર
ભવૈયા=ભવાઇ કરનારા
સારી=આખી
લુખું=ઘી વગરનું
વેઠ=પીડા
પરૂણા=પરોણા
મિષ્ટ=મીઠું ભોજન
પરાણે=બળાત્કારે
મગન=ખુશી
ડોલે=ડોકું ધુણાવી હા
પાડે ;
ભગવત=ઇશ્વર
ભૂષણ=ઘરેણું
મણિ=હીરા; રત્ન
મુક્તા=મોતી
વીણ=વગર
સુત=છોકરો
જપવા=જપ કરવા;
ધ્યાન ધરવા
ગળાં કાપે=વિશ્વાસઘાત
કરે
ગળગળો=ગરીબ
બાવા=ચાળા; ઢોંગ
અન્ય=બીજા
અનુચિત=(અન્+ઉચિ-
ત=લાયક )=અયોગ્ય;
અણઘટતું
કર્મ=કામ
અંતર=મન
છળ=કપટ; ઠગાઇ
લહે=જાણે
અંતરજામી=અંતર્યામી;
ઇશ્વર
સ્વામી=ધણી; માલીક
સંગી=સોબતી
વૃંદાવન=ગોકુળની પા-
સેનું વન (જ્યાં શ્રી
કૃષ્ણ ભગવાને લીલા
કરી હતી તે)
કાન=શ્રીકૃષ્ણ
નાદે=અવાજથી
વેધી=વીંધી
મુનિવર=(મુનિ+વર=મો-
ટા)=મુનિઓમાં જે
શ્રેષ્ઠ તે; મોટા મુનિ
સાન=સમજ; ભાન
તરુ=ઝાડો
શાખ=ડાળી
રુચી=લચી
ચરણે નમવાને=પગે
લાગવાને
કાજ=માટે
જમના=યમુના (એ ન-
દીને હિમાલયના જન્મો
ત્રી શિખરમાંથી નીકળી
આગ્રા ને અયોધ્યાના
સંયુક્ત પ્રાંતમાં વહી
ગંગાને મળે છે, એને
કાંઠે થાનેશ્વર, દિલ્હી,
મથુરા, આગ્રા, ઇટાવા
કાલ્પી, અલાહાબાદ

વગેરે શહેરો છે)
નીર=પાણી; જળ
મોહન=ખૂશ
નાદ=અવાજ
કાન દઇય=ધ્યાનથી; એક ચિત્તે
પય=દૂધ

પય પાન કરે નહિ=ધાવે નહિ
માળા=ડોકમાં બાંધેલાં દોરડાં
પળે=જાય; દોડે
કમળજળ=પાણીમાં પેદા થતું લાંબી દાંડીનું એક જાતનું ફૂલ.

ટાટડી=સ્થિર
ઉદીઓ=ઉગ્યો
ભાણુ=સૂર્ય; સુરજ
શંકર=શિવ; મહાદેવ
સમાધ મેલી રહ્યા=રત-બ્ધ થઇ ધ્યાન છોડીને એક ચિત્ત થઇ રહ્યા

## પાઠ ૯ પ્રભુ તમે પ્રસન્ન કેમ થતા નથી તે વિષે.

અન્વય—તારા દીલનું કપટ નવ જાશે, (તો પછી) તને પ્રભુ તે કેમ પ્રસન્ન થાએ? પ્રભુ (ના) કીરતન અને પ્રભુ (ના) નામ સ્મરણમાં તારે અતિશે આળસ (છે) (પણ તું) આખો દિવસ ડાચાકુટ, લવ (અને) પરનિંદા (કરવામાં) હારે નવ (તો પછી) તને પ્રભુ૦(૧) પ્રભુનું પૂજન કરતી વેળા તારી કાયા કંપે; (પણ) ગંજીફો સોગટાં કુટતાં આઠે પહોર નવ જંપે. (ટેક) (૨) હરિનું ચંદન ઘસતાં, શ્રમથી તારૂં શરીર બગડે; (પણ) કુંડી કુડકું લઈ મરી, મસાલો (અને) ભાંગજ ભાવે રગડે, (ટેક) (૩) એકાદશી ઓચ્છવના જાગરણ તને અતિ કડણુ લાગે; (પણ તું) ભાંડ ભવૈયા જોવા સારૂ સારી રાતજ જાગે (ટેક) (૪) હરિના ભગતને જાણે વેઠજ વળગી હોય (તેમ) લુખું સુકું (ખવરાવે) (પણ) સગાં સંબંધી (ને) પરણા આવે તેને પરાણે મિષ્ટ (ભોજન) પીરસે. (ટેક) (૫) ગુરુ બે પૈસાની સેવા બતાવે, (ત્યારે) ત્યાં ગણુગણતું બોલે; (પણ) જ્યારે ઘરની સ્ત્રી ઘરેણું માગે ત્યારે ત્યાં હસી (ને) મગન થઇ ડોલે. (ટેક) (૬) ભગવત (ને) ખોટાં

મોતી, કાચ (અને) કિડીઆં (નાં) ભૂષણ ધાલે (પણ) સુત (અને) સ્રીને સોનું, રૂપું, મણિ, મુક્તા વીણ નવ ચાલે. (ટેક) (૭) જગ દેખાતા જમવા બેસે, બાકી ખાવા (ને માટે પણ) ન નાહ્ય; ગળાં કાપે ત્યાં ગળગળો થાય. એ વૈષ્ણવનાં ભાવા (છે.) (ટેક) (૮) આ કરવું આ ન કરવું એમ અન્યને શિક્ષા દે છે; (પણ) તું તે પ્રમાણે કરતો નથી, (અને) અનુચિત કર્મ કરે છે, (ટેક) (૯) અંતરના છળ અન્ય ન લહે, પણ અંતરજામી જાણે; દાસ દયાનો સ્વામી જે (પ્રભુ) છે તે તો સાચાનો (જ) સંગી છે. (ટેક) (૧૦)

**અન્વય**—વૃંદાવનમાં કાન ઉભો ઉભો વાંસળી વગાડે (છે) તે વાગે (છે) રે. (ને) નાદે મુનિવરની પાંસળી વેંધી (અને) કાને સાન નવ રહીરે. (ટેક) (૧) ચરણે નમવાને કાજ તરુની શાખાઓ ઝુમી રહી (છે) રે; અને વૃક્ષ સાથે વેલી (પણ) ઝુમી રહીરે, આજ અમારાં ભાગ્ય (ને ધન્ય છે) (ટેક) (૨) જમુના નીર ચાલે નહિ રે, (અને તે) નાદ સુણી (મારાથી) ન રહેવાય. (ટેક) (૩) વાછરુ પય પાન કરે નહિ, (અને) કાન દઈને સાંભળેરે; કાને નાદ સુણવાને ગાયો ગાળા તોડી તાંહા પળેરે. (ટેક) (૫) ટાટડી જળ કમળ ફૂલ્યા, (તેથી જાણે) ભાણુ ઉદીઓ દીસે છે રે; શંકર સમાધ મેલી રહ્યા (છે) (એ સઘળું) જગતને જાણ થયું રે; (ટેક) (૫)

**સમજુતી**—તારા મનમાં છળભેદ જાય નહિ તો પછી તારા પર પ્રભુ શી રીતે રાજી થાય! પ્રભુના ભજનમાં અને ઇશ્વરનું નામ યાદ કરવામાં તને ઘણુંજ આળસ આવે છે, પણ તું આખો દહાડો પારકી બદગોઈ કરવામાં લવારીમાં અને ડાચાકુટ કરવામાં

થાકતો નથી. તો પછી તારાપર પ્રભુ૦ (૧) ઇશ્વરની પૂજાસેવાની ક્રિયા કરતી વખત તારૂં શરીર ધ્રૂજે છે, પણ તું પાનાં અને સોગટાં રમતાં રાત દહાડો ઠરીને બેસતો નથી. (ટેક) (૨) ઇશ્વર માટે સુખડ ઘસવાની મહેનતથી તારૂં શરીર બગડે પણ કુંડી અને કૂદકું લઇને મરી મસાલો અને ભાંગ હોંસથી વાટે છે; (ત્યારે તારૂં શરીર બગડતું નથી. (ટેક) (૩) તને અગિઆરસના અને ઓચ્છવના ઉજાગરા કરવા ઘણા ભારે લાગે છે, પણ તું ભાંડ અને ભવૈયા જોવાને માટે આખી રાત જાગે છે. ( ત્યારે તને ઉજાગરા નડતા નથી. ) (ટેક) (૪) હરિ ભક્ત આવે તો જાણે પીડા વળગી હોય તેમ લુખું સુકું ખવરાવે; પણ જો સંબંધી અને પરોણા આવે તો તેને તું આગ્રહ કરીને મીઠું ભોજન મૂકે છે. (ટેક) (૫) ધર્માચાર્ય બે પૈસાની (નજીવી) સેવા કરવાનું બતાવે ત્યારે ત્યાં તું મણમણતું (નહિ સમજાય એવું) બોલે છે, પણ જ્યારે ઘરની બાયડી ઘરેણું માગે ત્યારે તું હસીને ખુશી થઇ હા કહે છે. (ટેક) (૬) ઇશ્વરને ખોટાં મોતી, કાચ અને કિડીઆનાં ઘરેણાં ઘાલે છે, પણ છોકરા અને બાયડીને સોના, રૂપા, હીરા, મોતી વગર ચાલે નહિ. (ટેક) (૭) દુનિયાને બતાવવાને જપ કરવા બેસે છે, બાકી તો ખાવાને માટે પણ નહાય નહિ, વિશ્વાસઘાત કરે ત્યાં ગરીબ થાય એવા વૈષ્ણવના ( તારા ) ચાળા છે. ( ટેક ) ( ૮ ) આમ કરવું, આમ ન કરવું એમ બીજાને શિખામણ દે છે, પણ તું તો તે પ્રમાણે કરતો નથી, અને અયોગ્ય કામ કરે છે (ટેક) (૯) તારા મનના પ્રપંચ બીજો જાણે નહિ પણ ઇશ્વર જાણે છે; દાસ દયારામનો ધણી (પરમેશ્વર) એતો સાચાનોજ સોબતી છે. (ટેક) (૧૦)

જમના કિનારે ગોકુળની પાસેના વનમાં શ્રીકૃષ્ણ ઉભા ઉભા વાંસળી વગાડે, તે વાંસળી વાગે છે તેના અવાજથી મુનિયોમાં શ્રેષ્ઠ તેમની પણ પાંસળી વીંધાઇ જાય છે મતલબ કે તેઓ વાંસળીના મધુર સુરમાં મશગુલ થઇ ગયા અને તેથી કોઇને પણ ભાન રહ્યું નહિ. (૨૯) (૧) શ્રીકૃષ્ણને પગે લાગવાને માટે ઝાડની ડાળીઓ લચી રહી છે, અને વૃક્ષની સાથે વેલી પણ લચી રહી છે, તે જાણે કહેતાં હોય કે આજ અમારા નસીબને ધન્ય છે. (૨૯) (૨) એ અવાજ સાંભળીને યમુના નદીનું પાણી વહેતું નથી, અને હરણના મનમાં મોહ થાય છે, પક્ષીઓ માળામાં હાલતા નથી. મતલબ કે સ્તબ્ધ થઇ ગયા છે. એ અવાજ સાંભળીને મારાથી રહેવાતું નથી. (૨૯) (૩) વાછરડા ધાવતા નથી, અને ધ્યાન દઇને સાંભળે છે, કાને અવાજ સાંભળવાને માટે ગાયો ગળામાં બાંધેલું દોરડું તોડીને ત્યાં જાય છે. (૨૯) (૪) સ્થિર જળકમળ ( જળમાં પેદા થતાં કમળ ) ખીલ્યાં તેથી જાણે સુરજ ઊગ્યો દેખાય છે. મહાદેવ સ્તબ્ધ થઇ ધ્યાન છોડીને એક ચિત્ત રહ્યા છે. એ બધી દુનિયાને ખબર પડી છે. (૨૯) (૫)

પાઠ ૧૬.

ઉપદેશ.

છત્રે=છત્રીથી

છાંય=છાયા

છડીધર=છડી ધરનારા; ચોપદાર

છાજતા=શોભતા

છોગાં=છત્રીવાળી

અંબાડી

રસિક=આનંદી

બિરાજતા=શોભતા

આયુષ=આવરદા

રિદ્ધિ=દોલત; ધન

ભાગ્યમાં=નસીબમાં

આગ્યમાં=આગમાં

ઉપયોગ=મોજમઝા;

સુખવિલાસ

જોગ=લાયક; યોગ્ય

અજોગ=અયોગ્ય; નાલાયક

દામ=પૈસો

ખજાને=તિજોરીમાં

સોડતાણી=મોઢું ઢાંકીને

મસાણ=હિંદુ લોકોનાં

મુડદાં દાટવા બાળ-
વાની જગા
ઇંદ્રપુરી=ઇંદ્ર રાજાની
નગરી
અનુસાર=મળતી; જેવી
નગરીઓ=શહેરો
નોખ=શોભા
કોટીધ્વજ=કરોડો પતિ;
લખેશ્વરી
ગરજતા=ગાજતા;
બોલતા
ગોખ=ઝરૂખો; રવેશ;
માળનો આગળ વ-
ધારેલો ભાગ
સુંદરી=ખુબસુરત સ્ત્રી;
દેખાવડી સ્ત્રી; ફુટડી
સ્ત્રી
ગુણસાર=સારા ગુણ-
વાળી.
મર્દ=મરદ; પુરુષ
કો=કોણ
ઠાર=ઠેકાણું
ગર્દ=ધૂળ; ખાડા

મટો=ટળો
ભ્રાત=ભાઇ
સ્યામ=કૃષ્ણ
ચરણ=પગ
સ્મરણ=યાદ
ત્રિલોક=(ત્રિ=ત્રણ+લોક)
=સ્વર્ગ, મૃત્યુ ને
પાતાલના લોક
મધ્ય=માં
હસ્ત=હાથ
કરણ=કાન
કૃપાળ=કૃપાળુ; દયાળુ
નેત્ર=આંખ
વદન=મોઢું
દંત=દાંત
ખાનપાન=ખાવા પીવાનું
અભાગી=કમનસીબ
પામ્યો=કમાયો
કાંપ=કચરો
જામ્યો=એકઠો કર્યો;
બાઝયો
ઘડીક=વખત
આયુ=આવરદા; જિંદગી

મનરંજન=(મન+રંજ-
ન)=મનને ખુશ કરે
એવી
ગુપ્તોત્તર=(ગુપ્ત=છુપો
+ઉત્તર)=છુપો જવાબ
નાથ=ધણી; સ્વામી
નરક=પાપી પ્રાણીઓને
તેમના મરણ પછી
શિક્ષા પામવાને માટે
રહેવાનું ઠેકાણું;
દોજખ.
સાર=તત્ત્વ
પોથી=ચોપડી
ભોજન કરનારી=રાંધ-
નારી
લહો=લો; જાણો
માન=આવકાર
અંતર્બહિર્લાપિકા=અંદ-
રથી અને બહારથી
સમજાય એવી સમ-
સ્યા; ગુપ્ત અને ખુલ્લો
અર્થ સમજાય એવી
સમસ્યા

| | | |
|---|---|---|
| શ્રીફળ=નાળિએર | વાચા=વાણી | વરણ=અક્ષર |
| ઢારે=ઝુમાવે | અવિચળ=સ્થિર; સ્થાયી; અચળ | પદ=કડી; તૂકડી |
| લહે=લે | દનદન=રોજરોજ | ગામેતી=પટેલ |
| આદ્ય=પહેલું; પ્રથમ | આદિ=પહેલા | શાશ્વત=જેનો નાશ નહિ તે. |
| અંત=છેલ્લું | | |

પાઠ ૧૬ ઉપદેશ. ( જેને છત્રે છાંય થતી. ( અને જેની આગળ) છડીધર છાજતા, અને (જે) રશ્મિક હાથીના હોદ્દામાં બિરાજતા; (વળી જેના) ભાગ્યમાં આયુષ (અને) અનેક રિદ્ધિ ભરેલી (હતી;) તે પણ એક દિન ઉછળતી આગમાં સૂતા. (૧) (જેઓ) ઉપભોગ ભોગવતા (હતા) (અને તેમાં) મહા સુખ માણતા (હતા;) જોગ અજોગ જરી જોતાં (કે) જાણતા (પણ નહિ) (વળી જેઓએ) કરોડો દાન ખજાને (અને) ખાણમાં કીધા (હતા) (તેઓ પણ) મસીદ (કે) મસાણમાં સોડતાણી (ને) સૂતા. (૨) નોખમાં ઇંદ્રિપુરી અનુસાર નગરીઓ હતી;) (ને તેમાં) કોટીધ્વજ સાહુકાર ગોખમાં ગરજતા (હતા;) સારા ગુણની સુંદરીઓ (હતી) (અને) મર્દમાં મહા ગુણ (હતા;) તે (નગરીઓ) કો જાણે કઇ ઠાર ગર્દમાં મળી ગઈ ! (૩) માટે હે ! મારા મિત્ર, આ વાત વિચારોરે, ભ્રાત પાપી મટો. (અને) ભલા અને પવિત્ર થઇ જાઓરે; (અને) જીવનનું ફળ ભગવાનનું ભજન જાણી (તેને) ભજોરે; અંતર પ્રીતિ આણી (તમે) નિત (તેનું) ધ્યાન ધરો. (૪)

## મહીદીપછંદ

અન્વય—હે મિત્ર સ્યામ (ના) ચરણ (નું) સ્મરણ (કરવું) (એજ) સાચી (અને) સરસ રીત (છે;) તે વિના ત્રિલોક મધ્યે કોઇ વાત કાચી (છે;) (હે) કૃપાળુ તે હરત, ચરણ, કરણ (અને)

નાક કીધું (છે,) (અને) નેત્ર, વદન (અને) દંત આપી (વળી) કાન (શું) દાને દીધું, આજ એજ ખાનપાનની ખૂબ ચીજ આપે (છે;) તે તને વળી) ભૂખ, તરસ, ઠંડ તાપ (તથા) સર્વ કષ્ટ કાપે (છે;) તે તને ઘડીએ ઘડીએ યાદ આણે (છે;) (પણ) તું દુષ્ટ અભાગી તે ઇષ્ટ દેવને ન જાણે (હે અલ્યા) જીવ તું વિચારી જો (કે) જનમ પામીને (તું) શું પામ્યો ? (તે) ભક્તિની જુક્તિ ન જાણી (અને) પાપ (નો) કાંપ જામ્યો; (પણ) હજી ઉપાય છે, (તે) થાય તો ઘણુંજ સારૂ કારણ કે જે ઘડીક જાય (છે તેમાં) તારૂં આયુ(ષ્ય) ઓછું થાય (છે.)

## મનરંજન કવિતા.

અન્વય—નરકનો નાથ કોણ ? દહીંનું સાર (તેને) શું કહીએ ? બાળક તણી પોથી તેનું નામ શું લઇએ ? ભોજન કરનારી નિત્ય ઘઉંનું શેર શું કરે (છે?) ચતુર પુરૂષએ ચાર (પ્રશ્નના) ઉત્તર મનમાં વિચારી કહો. જો સમજી શકે તો માન દઇ બેસવા ઓટલી આપું; (અને જો) નહિ સમજી શકે તો (હું) તને કહું (શું કે) જમ, ઘી, ચોપડી, રોટલી, (ઘી ચોપડી રોટલી જમ.)

## અંતર્ગતલિપિકા-છપ્પો.

અન્વય—શ્રીફળમાં શું હોય ? ઠગો કરતાં શું હારે ? ગામડા મધ્યે અધિક ભારે પદવી કોણ લહે ? મટે નહિ તે કોણ ? સૌથી પરમ દુઃખ શું છે ? આદ્ય ને અંત (અક્ષર) ટાળી, ત્યાં જે નામ રહ્યું છે; એ વાચા (નો આપનાર) અવિચળ દેવ છે, (અને) દન દન આદિ વરણના પદ પર રહેમ નજર રાખી રહે (છે) એમ માંમ વરણનો કવિજન કહે છે,

## પ્લવંગમ છંદ

સમજુતી.—જેને છત્રથી છાયા થતી. અને જેની આગળ છડી ધરનારા શોભતા; અને જે રસીઆ હાથીના હોદ્દામાં શોભતા; વળી જેના નસીબમાં આવરદા અને ઘણી દોલત ભરેલી હતી; (મતલબ કે પૈસાદાર તથા લાંબી ઉમરવાળા હતા) તે પણ એક દિવસ બેસમર બળતી આગમાં (ચિતામાં) સૂતા (મરણ પામ્યા.) (૧) જેઓ મોજમઝા ભોગવતા હતા. અને તેમાં ઘણું સુખ સમજતા હતા; તે યોગ્ય અયોગ્ય જરા પણ જોતા કે જાણતા પણ નહિ; (મતલબ કે મરજી મુજબ વર્તતા) વળી જેઓએ ત્રીજોરીમાં અને ખાણુમાં કરોડો રૂપીઆ ભેગા કીધા હતા; તેઓ પણ મસીદ (કબરસ્તાન) કે મસાણમાં સોડ તાણીને સૂતા. (મરણ પામ્યા) (૨) શોભામાં ઈંદ્ર રાજાની નગરી જેવાં શેહેરો હતાં; તેમાં; તેમાં લખેશરી સાહુકારો ઝરખામાં ગાજતા હતાં; (ખુશાલીના પોકાર કરતા હતા) વળી તે શહેરમાં સારા ગુણવાળી દેખાવડી સ્ત્રીઓ હતી, અને પુરૂષમાં મોટા ગુણ હતા; તે નગરીઓ કોણ જાણે કયે ઠેકાણે ખાડામાં દટાઇ ગઇ! (૩) માટે હે મારા મિત્ર આ વાત વિચારો; ભાઇ તમે પાપી ટળી ભલા અને પવિત્ર થઇ જાઓ; અને જીવતરનો લાભ ઇશ્વરનું ભજન જાણી, તેને (ઇશ્વરને) ભજો; મનમાં હેત લાવી, તમે દરરોજ તેનું સ્મરણ કરો. (૪)

## મહીદીપછંદ.

સમજુતી—હે મિત્ર કૃષ્ણના ચરણનું ધ્યાન ધરવું એજ ખરી અને સારી રીતે છે; તે વગર ત્રણ લોક મધ્યે કરોડો વાત નકામી છે; હે દયાળું તેં હાથ, પગ, કાન અને નાક કર્યું છે; અને આંખ

મોં અને દાંત આપીને વળી સમજણ પણ આપી છે. આજ પણ એજ ખાવા પીવાની ઘણી વસ્તુ આપે છે; અને વળી ભૂખ, તરસ, ટાઢ તડકો તથા સર્વ દુઃખને દૂર કરે છે; તે (ઇશ્વર) તને વારંવર યાદ કરે છે, પણ તું પાપી, કમનસીબ તે મોટા દેવ (શ્રીકૃષ્ણ)ને જાણુતો નથી. હે અલ્યા જીવ! તું વિચારી જોકે અવતાર લઇને તું શું કમાયો! (મતલબ કે કંઇજ નહિ) તેં ભક્તિની તદબીર જાણી નહિ, અને પાપનો કચરો (પાપ રૂપી કચરો) એકઠો કર્યો; પણ હજુ ઇલાજ છે તે થાય તો ઘણુંજ સારૂં, નહિ તો જે વખત જાય છે. તેમાં તારૂં આવરદા ઓછું થાય છે. માટે જિંદગી પુરી થાય તે પહેલા કાંઇ ઇશ્વિર ભજન કરી લે.

## મનરંજન કવિતા.

**સમજુતી**—નરકનો માલિક કોણ છે? દહીંનું તત્વ તેને શું કહીએ છીએ? બાળકની ચોપડી તેનું શું નામ લઇએ છીએ! ભોજન કરનારી દરરોજ ઘઉંનું ઘેર શું બનાવે છે! હે? શાણા માણસ તમે એ ચાર સવાલના જવાબ મનમાં સમજો. જો સમજી શકો તો આદરમાન આપીને બેસવાને ઓટલી આપું; અને જો નહિ સમજી શકે તો હું તને કહું છું કે જમ, ઘી, ચોપડી રોટલી, [ઘી ચોપડી રોટલી જમ.]

ઉપર જે ચારે સવાલ પૂછેલા છે તેના ચાર જવાબ છેલ્લી લીટીમાં છે [જમ, ઘી, ચોપડી, રોટલી.] એ ચાર શબ્દો લખેલા છે તેજ જવાબ છે. નરકનો રાજા જમ, દહીંનું તત્વ ઘી, બાળકની પોથીનું નામ ચોપડી, ભોજન કરનાર સ્ત્રી દરરોજ ઘેર ઘઉંનું ખાવાનું રોટલી કરે છે.

અંદરથી અને બહારથી સમજાય એવી સમસ્યા.

**સમજુતી**—નાળિએરમાં શું હોય છે? કપટ કરતાં શું ગુમાવે છે? ગામડામાં મોટી ભારે પદવી કોણ લહે? મટે નહિ એવું શું છે? સૌથી મોટું દુઃખ શું છે? (ઉપલા પાંચ સવાલના પાંચ જવાબના શબ્દના) પહેલા અને છેલ્લા અક્ષર દબાવી (પછી) ત્યાં જે નામ રહ્યું છે; એ વાણીનો આપનાર અચળદેવ છે. અને (એ) રોજ રોજ પહેલા અક્ષરના પદ પર મહેરબાનીની નજર રાખી રહે છે. એમ વચલા અક્ષરના નામવાળો કવિ માણસ કહે છે. ઉપલા પાંચ સવાલના પાંચ જવાબ કયા? દેવનું નામ નીકળે છે તે નામ કયું? એ દેવ પહેલા પદના અક્ષરના નામ પર રહેમ નજર રાખી રહે છે તે નામ કયું? અને વચલા અક્ષરના નામવાળો કવિજન કયો?

જવાબ (૧) કોપરું. (૨) ધર્મ. (૩) ગોમતી. (૪) શાશ્વત. (૫) મરણ. ઉપર જે પાંચ જવાબ કહ્યા તેના દરેકનો પહેલો અને છેલ્લો અક્ષર દાબી રાખીએ અને બધા વચલા અક્ષર લઇએ તો "પરમેશ્વર" એવું નામ થાય છે. તેમજ છપ્પામાં પહેલી છ લીટી લખી છે તેનો પહેલો અક્ષર લઇએ તો "શ્રી અમદાવાદ નામ થાય છે, અને છપ્પાના પદમાંથી વચલો અક્ષર લઇએ તો "દલપતરામ" એવું નામ થાય છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૨૧.** | સદ્‌વિદ્યા=સારી વિદ્યા | મૂઢ=મૂર્ખ; અભણ |
| વાન=શરીર | વડું=મોટું | બગ્ગા=બગલો |
| નૃપતિ=રાજા | કશું=શા હિસાબમાં; | કોકિલ=કોયલ |
| વિમલ=ચોકખી; શુદ્ધ | શા લેખામાં | કગ્ગા=કાગડો; કાગ |
| મોહિની=મોહ પમાડનાર | હીન=વગર; વિના | રંકાં=ગરીબ; નિર્ધન |

મોર=મુગટ; છોગું; ઉપરી

---

જટા=લાંબો ચોટલો
પતંગ=પતંગીઉં
નિજ=પોતાની
જળચર=પાણીમાં રહે-નાર પ્રાણી
બગ=બગલા
ધાયા=દોડયાં
ગાડર=ઘેટું
શીષ=માથુ
અજા=બકરો
ગર્ધવ=ગધેડો; ખર
લોટે=આળોટે
છાર=રાખ
શુક=પોપટ
ભાખે=બોલે
માનિની=સ્ત્રી
શ્વાન=કુતરો
વાગોળ=એક જાતનું પક્ષી; વનવાગોળ
ન્યાળે=જુએ
પા'ડ=પર્વત
દ્રઢ=મજબુત; કાયમ

કપીને=સંતાપીને
નોળીકર્મ=નાકેથી પાણી પીવું તે
ગજરાજ=મોટો હાથી
ભક્ષ=ખોરાક
પત્ર=પાંદડાં
કપિ=વાંદરો
અનુભવ=અભ્યાસ; મ-હાવરો
વિણ=વગર
ભાવના=ઇચ્છા; ધારણા
ભંગ=નાશ; ખામી
મનસા=મનની; મનવડે
સિદ્ધ=નક્કી
કાથરેટ=કથરોટ
ગંગ=ગંગાજી

---

તિલક=ટીલું
વહ્યાં=ગયાં
જપમાળ=જપ કરવાની માળા
નાકાં=છેડા
ચર્ણ=પગ
પોંતા=પહોંચ્યા
શર્ણ=શરણ

કાનફૂટયા=કાનબહેર મારી ગયા
નાવ્યુ=આવ્યું નહિ
બ્રહ્મજ્ઞાન=ઇશ્વર સંબંધી જ્ઞાન
ઉત્પાત=તોફાન; ખોટી મહેનત
તપ=મનની ઇચ્છા પુરી પાડવા માટે દેહ કષ્ટ કરવું તે
સમરસ=સરખાપણું; સ-રખો પ્રેમ
સંજોગ=મેળાપ
સાવ=બધા
ભોગ=સુખ; વૈભવ
તિમિંગલ=મોટો મચ્છ
પેરપેરે=યુક્તિથી; ધીરે ધીરે
મથી=ઘણી મહેનત કરી
વેંત=નિશ્ચય
અળગો=જુદો; નોખો
ટળ્યો=મટયો
આપ્ય=પુંજી

## પાઠ ૨૧. પરચુરણ છપ્પા.

અન્વય—વિદ્યા માન મુકાવે, વિદ્યા પૂર્ણ જશ આપે, વિદ્યા(થી) વાન શોભે છે, નૃપતિ વિદ્યાને નામે (છે) વિશ્વમાંહી વિવેક (અને) વિદ્યાથી વિમળ વાણી (છે.) વિદ્યાને જગતમાં મોહિની જાણી, વિશ્વ (તેને) વશ (રહે છે) સદ્‌વિદ્યા વિશાળ રત્ન છે, વિદ્યાથી કશું વડું નહિ; સદ્‌વિદ્યા આગળ ધન કશું (અને) વિદ્યાહીન જન તે પશુ (છે) (૧) જ્યમ હંસ આગળ બગ્ગા (તેમ) પંડિત આગળ મૂઢ (ને સમજવો) (જેમ કોકિલા આગળ કગ્ગા, (તેમ) પંડિત આગળ મૂઢ (ને) (સમજવો;) જેમ રાય આગળ રાંકાં, (તેમ) પંડિત આગળ મૂઢ (ને) (સમજવો;) પંડિતમાં ઘણાં પ્રાક્રમ છે, (તેથી) પંડિત શો શિર મોર છે. શામળ કહે (છે કે) પંડિત આગળ મૂઢ તો ચાકર (અને) ચોર (જેવો) (છે.) (૨)

(વડનું) વૃક્ષ જટા ધરે (છે) પતંગ નિજ કાયા બળે (છે) જળચર જળમાં નહાય (છે.) બગ ધ્યાન ધરવા ધાયા; ગાડર શીષ મુંડાવે (છે) અજા મુખે દાઢું રાખે (છે) ગર્ધવ છાર (માં) લોટે (છે) શુક મુખ(થી) રામજ ભાખે (છે) વળી મોર માનિની તજે છે, (અને) શ્વાન સકળનું ખાય છે; શામળ કવી કહે (છે કે) (પણ) સાચા વિના સ્વર્ગમાં કોણ જાય છે? (૩) ઊંટ ઉંચું બાળે (છે) (અને) વાગોળ નીચું ન્યાળે (છે,) (વળી) તરવર તાપ સહે છે, પહાડ દઢ આસન વાળે (છે) નાગ ઘર કરી ન રહે, ઉંદરો છપીને રહે (છે.) ગજરાજ નેળીકર્મ કરે (છે,) કપિને ફળ (અને) પત્ર (ને) ભક્ષ (છે. પણ) અનુભવ વીણ ઇશ્વર નવ મળે; ભાવના

સહેજ ભંગ છે; (તો પણ) શામળ કવિ (કહે છે) (જેને) મનસા સિદ્ધ (છે) તેને કથરોટમાં (જ) ગંગ છે. (૪)

અન્વય—તિલક કરમાં ત્રેપન (વર્ષ) વહ્યાં, અને જપ કરવાની માળાના નાકાં (ઘસાઈ) ગયાં, તીરથ ફરી ફરી ને (ચરણ) થાકયાં, તોય હરિને શર્ણ ન પોતા; કથા સૂણી (ને) કાન ફૂટયા તોય બ્રહ્મજ્ઞાન ન આવ્યું એમ અખો (કહે છે) (૧) એક મુરખને એવી ટેવ કે (જેટલા) પત્થર એટલા દેવ (માનીને) પૂજે, પાણીને દેખી (ને) સ્નાન કરે, (અને) તુળશી દેખી (ને) પાન તોડે. અખો ભગત કહે છે કે એ તો બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત. (૨) (સૌ) હરિ (ને) પામવા ને (માટે) તપ કરે (છે) (પણ) અખો (તો) હરિમાં મેળે ફરે (છે) મારે તો સમરસ (હોવાથી) સંજોગ સેજ (છે) (એમ) સાવ સ્વતંત્ર (હોવાથી) (હું) ભોગ પામ્યો. જેમ ભર સાગરે તિમીંગલ રમે (તેમ) હું હરિમાં તો દેહ કોણ દમે ? (૩) મેં પેરે પેરે મથી જોયું જે હરિ વિના (એક પણ) પદાર્થ નથી. તો હું જે આક વેંતનો ઘડયો તે તે ક્યાં અળગો જઈ (ને) પડયો; એમ જોતાં હરિ હાથ લાગ્યો (જેથી) અખો ટળ્યો અને એ (જ) આથ્ય રહી. (૪)

સમજુતી—વિદ્યા અભિમાન છોડાવે છે, વિદ્યા પુરેપુરી આબરૂ આપે છે, વિદ્યાથી શરીર શોભે છે. રાજા વિદ્યાને (વિદ્વાનને) નમે છે; વિદ્યામાં વિવેક રહેલો છે, અને વિદ્યાથીજ શુદ્ધ વાણી બોલાય છે; દુનિયામાં વિદ્યાને મોહિની જાણી, દુનિયા વિદ્યાને તાબે રહે છે, સારી વિદ્યા એ કીંમતી જવાહિર છે, વિદ્યાથી કંઈ પણ મોટું નથી; સારી વિદ્યા આગળ પૈસો કંઈ (વિસાતમાં) નથી તેથી પૈસાદાર પણ અભણ માણસને ઢોર જેવો જાણવો. (૧) જેમ હંસ

આગળ બંગલો. તેમ વિદ્વાન આગળ મૂઢને જાણવો. જેમ કોયલ આગળ કાગડો, તેમ વિદ્વાન આગળ મૂઢ જાણવો. જેમ રાજા આગળ ગરીબ તેમ વિદ્વાન આગળ મૂઢને જાણવો. જેમ દરીઆ આગળ ટાંકું, તેમ વિદ્વાન આગળ મૂઢને જાણવો. વિદ્વાનમાં ઘણો પ્રરાક્રમ છે તેથી વિદ્વાન બધાથી મોટો છે. શામળ કહે છે કે, વિદ્વાન આગળ મૂઢ તો ચાકર અને ચોર જેવો છે. (૨)

**ખરી સમજ. સમજુતી**—વડનું ઝાડ લાંબો ચોટલો (વડવાઇ) રાખે છે, અને પંતગીઉં પોતાના શરીરને બાળે છે, પાણીમાં રહેનાર પ્રાણીઓ પાણીમાં (હંમેશાં) નહાય છે, અને ધ્યાન ધરવા બગલાઓ દોડે છે; ઘેટાં માથું મુંડાવો છે. અને બકરા મોઢે દાઢી રાખે છે; ગધેડાં રાખમાં આળોટે છે, અને પોપટ મોઢેથી રામરામ બોલે છે; વળી મોર આીનો લાગ કરે છે અને કુતરો બધાનુંજ ખાય છે; પણ શામળ કવિ કહે છે કે સાચા વગર સ્વર્ગમાં કોણ જાય છે ? મતલબ કે કોઇ નહિ. (૩) ઊંટ ઉંચુંજ જુએ છે, અને વાગોળ પક્ષી નીચુંજ જુએ છે; ઝાડો તાપ વેઠે છે, અને પર્વત સ્થિર આસન વાળી પડ્યા છે, નાગ ઘરમાં રહેતો નથી, અને ઉંદરો સંતાઇનેજ રહે છે; હાથી નાકેથી પાણી પીવાની ક્રિયા કરે છે, અને વાંદરા ફળ અને પાંદડાંનો ખોરાક ખાય છે; પણ ઇશ્વર ખરી ઓળખ વગર મળતો નથી, કારણ કે ભાવનામાં સહેજ ખામીછે, (તોપણ) શામળભટ ભટ કવિ કહે છે કે મનથી જેણે નક્કી કરેલું છે તેને તો કયરોટમાંજ ગંગા છે. (તેની પાસેજ પરમેશ્વર છે) (૪)

**સાર**—જેઓ ઉપર બતાવેલી ક્રિયાઓથી ઇશ્વર મળે છે. એમ સમજે છે તે ખોટું છે. કારણ કે એવી ક્રિયાઓ તો પશુ

પંખી, ઝાડ, પહાડ હંમેશાં કરે છે, પણ તેમનામાં ઇશ્વરને ઓળખવાની ખરી સમજ નથી; તેથી તે ક્રિયા નકામી છે. માટે મનથી ખરી ભક્તિ અને સાચવટ વગર બીજી બધી ક્રિયાઓ નકામી છે.

**સમજુતી**—ટીલું કરતાં કરતાં ૫૭ વર્ષ વહી ગયાં, મતલબ કે ઘરડાં થયાં, ને જપ જપવાની માળાનાં નાકાં ઘસાઇ ગયાં; પવિત્ર ધામોએ ફરી ફરી પગ થાકી ગયા, (બહુજ તીર્થો કીધાં) તોપણ પરમેશ્વરને શરણે પહોંચ્યા નહિ; કથા સાંભળા સાંભળીને કાન બહેર મારી ગયા, (બહુ કથાઓ સાંભળી) તો પણ અખો કહે છે કે ઇશ્વર સંબંધી જ્ઞાન પેદા થયું નહિ. (૧) એક મુરખને એવી ટેવ હતી, કે જેટલા પત્થર દેખે એટલા બધાને દેવ ગણીને પૂજે; જ્યાં પાણી દેખે ત્યાં નહાય, તુળશી દેખીને તેના પાંદડાં તોડે; અખો કહે છે કે એ બધો ઉત્પાત કહેવાય કેમકે ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત? (૨) બધા પરમેશ્વરને મેળવવા માટે કષ્ટ વેઠે છે, પણ અખો ભક્ત તો પરમેશ્વરમાં પોતાની મેળે મળેલો છે; મારે તો (અખાને તો) સરખો પ્રેમ હોવાથી સહેજમાં પ્રભુનો મેળાપ છે, અને તમામ (મારે) પોતાને તાબે હોવાથી હું સુખ પામ્યો; જેમ મોટા સમુદ્રમાં મોટું માછલું રમે છે તેમ પરમેશ્વરમાં હું રમી રહ્યો છું. તો પછી શરીરને નકામું દુઃખ કોણ આપે (૩) યુક્તિથી મેં ઘણી મહેનત કરીને જોયું; (તો મને માલમ પડયું કે) પ્રભુ વગરની કોઇ પણ વસ્તુ નથી; (બધેજ પ્રભુ છે) તો પછી (મારી) આઠ વેંતની ઉંચાઇનો મને જે ઘડયો. તે ઘડનાર તે (વળી) જુદો ક્યાં જઇને રહ્યો; એમ વિચારી જોતાં પ્રભુ હાથ લાગ્યો. જેથી અખો ટાળ્યો (અખાનું હુંપણું ગયું) અને એ પરમેશ્વર રૂપ પુંજીજ રહી. (૪)

## પાઠ ૨૮ મો.

કબીરવડ=એ નર્મદા કિનારે આવેલા શુક્લ તીર્થની પાસેના બેટમાં વડ છે. (એના જેવો મોટો દુનિયામાં બીજો નથી એને માટે એવું કહેવાય છે કે મહાત્મા કબીરે અહીં વડનું દાતણ કરીને ચીરી નાખેલી તેમાંથી એ વડ ઉગી નીકળેલો.)

ભાસ્યો=દેખાયો; જણાયો

જોધો=લડવૈયો

એકાંતે=શાંત જગામાં

કદે=માપમાં; ઉંચાઇ અને વિસ્તારમાં

અચરતી=નવાઇ

મોરું=આભૂષણ; નાક

ચોરાનો=ઓખરાનો; આભૂષણનો

મગરૂબ=અભિમાની; અહંકારી

સત્સંગે=કબીરના સમાગમથી; સારી સોબતથી

કબીરા ભગતમાં=કબીર પંથીઓમાં

વૃદ્ધિ=વધારો

તંતુ=વડવાઇ; મૂળી

ખુચે=ભોંયમાં પેશી ઊગી નીકળે તેવા

સંકેલી=એકઠી કરી; નાની કરી

જટા=માથાપરના લાંબા વાળ; વડવાઇ

ગિર=પર્વત

ભાનુ=સૂર્ય

ભેદી=ઘટામાંથી પેશી

મિત=મધ્યમ; થોડા

અમળ=મેલ વિનાનું; ચોકખું

ઘટા=ખીચોખીચ પાંદડાનો જથો; ઘેરાવો; ભરાવ

છાયા=છાંયડો

ખગ=પક્ષી

દીન કરમના=ઓછા ભાગ્યશાળી; કમનસીબ

થાળાં=મૂળીઓ બાઝેલી ઉંચી જગા

ગલી=સાંકડો રસ્તો

બખોલ=ગુફા

રમણીય=સુંદર

લાલ=જુવાન પુરુષ

લલના=જુવાન સ્ત્રી

લાલ લલના=જુવાન સ્ત્રી પુરુષો

જપ=ઇશ્વરના નામનો મંત્ર વારેવાર મનમાં બોલવો તે

છાયી=પથરાઇ

હરિત=લીલાં

ઠુમસાં=ઠુંઠાં ને જાડાં

ખુશનુમા=આનંદ આપનાર

ઢાર=ઢાળ; ઢીમ

| | | |
|---|---|---|
| ઠરી=ટાઢી થઇ; સંતોષ થયો | રહી | નર્મદા=રેવાજી |
| નીરખી=જોઇ | ખરીજ=ખરેખરી | કૃતાર્થી=ધારેલું પામેલો |
| ખરી=ખરી પડી; જતી | વિશેષ=ખાસ કરીને | નરમદા=નર્મદાશંકર કવિ |
| | ગંભીર=પ્રૌઢ | |

**સમજુતી**—ધુમસને લીધે દૂરથી કબીરવડ જુરો ઝાંખો પહાડ જેવો નદી વચ્ચે નિર્ભયપણે એક સરખો (સ્થિર) ઉભેલો દેખાયો હારેલો લડવૈયો જાણે (નદી વચ્ચે બેસીને) ધ્યાન ધરતો હોયની! એવો દેખાયો, એવો એ કબીર વડ સવારે એકાંતે શોકને હરે છે. (૧) મોટાઇમાં અને દેખાવમાં એ (કબીરવડ) જગતમાં નવાઇ પમાડનાર જણાય છે, ખરે! જે દેશમાં આવું ભૂષણ હોય તે દેશ (જગ્યા) મગરૂબ કેમ નહિ રહે? કબીરના સમાગમથી એ (કબીરવડ) કબીરપંથીઓમાં પવિત્ર મનાય છે, ડાળી અને વડવાઇના વધારાને લીધે એ હંમેશ અમર કેમ નહિ કહેવાય? (૨) પ્રથમ ઝાડની ડાળોમાંથી ફુટીને નીકળતી ભોંયમાં પેસી જાય એવી વડવાઇની શોભાથી ઘણા શરમાઇને શિવજી ઊઠયા ને પોતાની જટા સંકોચીને વડ છોડીને હિમાલય પર્વતપર જઇ રહ્યા. (૩) એ વડની ઘટા એવી છે કે જેમાં ઉનાળામાં પણ સૂર્યનું એક પણ કિરણ ઘણી મહેનતે પણ પેસી શકે નહિ, ઉંચે એવી ઘટા હોવાથી નીચે શિતળ છાંયા પડે તે છાયાનું લોકો સુખ લે છે; ખુલ્લી બાજુઓ તરફથી પુષ્કળ પવન આવી જમીન ઉપરનો ધૂળ કચરો વગેરે સાફ કરે છે, પછી જોઇએ તેટલો પવન આવવાથી માણસોના મનને ખુશી કરે છે, (૪) ઘણાં જંતુ અને પક્ષીઓ અહીં રહીને ઉત્તમ પ્રકારનું સુખ પામે છે, અહીં ઘણા જાત્રાળુઓ પુણ્ય સમજીને ઉતરે, અહીં ઘણા શિકારીઓ ખૂબ મજા કરે છે, અહીં હજારો લોકોનો સમાસ

થતાં પણ અડચણ પડતી નથી. એ વડની છાયામાં ૧૫૦૦૦ માણસ સુખે રહી શકે એવો મોટો છે. (૫) અહીંથી નદીને દૂર વહેતી જોવી તે ચકચકિત દેખાય છે, ને કોઇ કોઇ પશુઓ બેટપર અહીંતહીં ચરે છે તે જોવાં; ભારે ઘટા જોવી, ને કોઈ પક્ષીઓના સ્વર સાંભળવા, શરીરમાં ચોકખો વાયુ લેવો, આવું સુખ કમનસીબ માણસો હોય ન લે. (૬) ઘટા અને મુળિયાની આજુબાજુ થએલી ટેકરીઓને લીધે ફરવા લાયક ઘણી ગલીઓ થઇ છે; વડવાઇઓની પોલાણમાં કેટલીક ગુફાઓ થઇ, અને તેમાં શોભિતી ઘણી બેઠકો બની છે, જેમાં નિરાંતે જુવાન સ્ત્રી પુરુષો ખુશીથી રમી શકે અથવા નિરાંતે જોગી પુરુષ ખુશીથી (જપમાં) ઇશ્વર સ્મરણમાં બેસી શકે. (જોગી ભોગી બંનેને ફાવે એવી જગ્યા છે.) (૭) જાડાં, લીલાં કુમળાં, કુમસાં પાંદડાં છાયા કરીને શોભે છે, વળી રાતાં (પાકાં) ટેટા ખાઇને ઘણાં જીવો પેટ ભરે છે, બાજુ પરથી ઘણા આનંદદાયક રંગના કિરણો પડે છે, નીચે કરોળીઆ વગેરેએ બાંધેલા પડો હીમથી (હીમનું પાણી પડેલું હોવાથી) તડકામાં બરફ સરખાં ચળકતાં જણાય છે. (૮) હે! કબીર વડ તને જોઇને મારી આંખ ટાઢી થઇ. (સંતોષ થયો.) મારી પાપવાળી બુદ્ધિ જતી રહી ને મને ખરેખર સારી જાત્રા થઇ. હે ગંભીર કબીર વડ તારા વડે નર્મદા નદી સારી શોભે છે. (વધારે શોભે છે) (હે નર્મદા નદી) અગર હું નર્મદાશંકર કવિ તારા દર્શનથી ઘણો સુખી થયો છું. (૯)

**પાઠ ૩૪ મો.**

વિનાશ=નાશ પામવું તે
વિનાશકાળે=નાશ થવાને વખતે; દુઃખ આવવાને વખતે; નાશ થવાને વખતે
વિપરીત=અવળી; ઉલટી
સમાણી=સમાન; જેવી
સતિ=પતિવ્રતા

પ્રતિજ્ઞા=પણ
પ્રમાણી=અનુસરી; તે પ્રમાણે ચાલી
કુરંગહણવા=હરણને મારવા
મતિ ભ્રષ્ટ કીધી=બુદ્ધિ બગડી
કાળજ્ઞાની=ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળની હકીકત જાણનાર
પાની=પગલું; પગ
ધરાવી=મેળવી
જમાવી=એકઠી કરી, મેળવી; પાથરી
વળુંધી=વળગી; ધરી
યદુપુરી=જાદવ રજપુતોની રાજધાની; દ્વારકા
સુરા=દારૂ
ભરાણો=ભરાયો

શરીરશુદ્ધિ=શરીરનું ભાન
વેત્તા=જાણનાર
નિકટ=પાસે; સમીપ
લહ્યું=લીધું; ભોગવ્યું
સંત=સાધુ
ટળે=દૂર થાય; મટે
આશા=અમુક ઇચ્છેલું મળશે એવું ધારવું તે
તૃષ્ણા=મેળવવાની ઇચ્છા
ઇર્ષા=અદેખાઇ
મોહ=માયા
મત્સર=ક્રોધ
મમતા=મારાપણું
પ્રકટે=પેદા થાય
ઉર=મન
દૃઢ=પાકું; સચોટ
પતિત=પાપી; ધર્મથી ભ્રષ્ટ થએલા
ઓધારીઆ=ઉગાર્યા; ઉદ્ધાર કર્યો; તાર્યા

પરતાપ=મહિમા
સિદ્ધ=મુક્ત
શુક=વ્યાસના પુત્ર
આદિક=બીજા; વગેરે
મુનિવર=મોટા મુનિ
ચોટયું=લાગ્યું
મર્મ=ભેદ; છુપી વાત
અનુપ=(અન્+ઉપ=ઉપમા)=કોઇની સાથે સરખાવી ન શકાય એવો; ઉત્કૃષ્ટ
મહંત=મોટો સાધુ
સેવ્યે=સેવા કર્યાથી
છૂટે=જતી રહે
માયાની જાળ=જગતના પ્રપંચ
પરિબ્રહ્મ=પરમેશ્વર;સર્વવ્યાપક ઇશ્વર
મુક્તાનંદ=સાધુનું નામછે
આળપંપાળ=ધાંધો

અન્વય—સીતા સમાણી કોણ શાણી સતી (હતી,) (કે જેણી) સદા પતિ પ્રતિજ્ઞા પ્રમાણી, (તેણે પણ) કુરંગ હરવા (ને) મતિ

અષ્ટ કીધી, (એ) વિનાશકાળે વિપરીત બુદ્ધિ (સુઝી) (૧) કૌરવ કેવા કાળજ્ઞાની હતા ! (તેમણે પણ) કુસંપમાં પાછી પાની ન કરી, (તે) દ્વેષ સહિત ક્રોધી કપે મુઆ, (એમ) વિનાશકાળે વિપરીત બુદ્ધિ (સુઝી) (૨) નળે ન્યાય વિષે નિપુણતા ધરાવી (ને) જગતમાં સુકીર્તિ જમાવી (તેણે પણ ઘુતને વળુંધી ગાદી ગુમાવી, એ વિનાશકાળે૦ (૩) યદુપુરી (ના) યાદવ યાદ આણો, (તેમનો) જીવ સુરા વિષે ભલો ભરાણો (તેથી તેઓ પણ) શરીર સર્વ શુદ્ધિ મૂકી (ને) મુઆ.(એ) વિનાશકાળે૦ (૪) રાવણ રૂડો શાસ્ત્રવેત્તા હતો, નવે ગ્રહો (તેની) નીકટમાં રહેતા (તેણે) સીતા હરી (ને) કુબુદ્ધિ (એ) કષ્ટ લહ્યું. (એ) વિનાશકાળે૦ (૫)

**સમજુતી**—સીતાના જેવી કોઇ ડાહી સતી ન હતી. કે જે હંમેશાં ધણીના હુકમ મુજબ ચાલી; તેણે પણ હરણ મારવા માટે બુદ્ધિ બગાડી જ્યારે વિનાશ થવાનો હોય ત્યારે અવળી બુદ્ધિ સુઝે છે. (૧) કૌરવ કેવા ત્રિકાળજ્ઞાની હતા, (ભીષ્મ, દ્રોણ, સંજય) તેઓ પણ કુસંપ કરવામાં હઠયા નહિ, તે ક્રોધી (કૌરવો) અદેખાઇ સહીત કપાઇ મુઆ. (ટેક) (૨) નળ રાજાએ ન્યાય કરવામાં ઘણી માહીતી મેળવી હતી જેથી તેની દુનિયામાં સારી આબરૂ ફેલાઇ હતી તેણે પણ જુગારને વળગીને રાજપાટ ગુમાવ્યું. (ટેક) (૩) દ્વારકાના જાદવોને સંભારો કે તેમનો જીવ દારૂ પીવામાં ઘણો ભરાયો મતલબ કે દારૂ પીધો તેથી તેઓ પણ શરીરનું બધું ભાન ભૂલીને અંદર અંદર લઢીને કપાઇ મુઆ. (ટેક) (૪) રાવણ સારી રીતે શાસ્ત્રને જાણનાર હતો, અને નવે ગ્રહો તેની સેવામાં પાસે ને પાસે રહેતા હતા પણ તેને સીતાનું હરણ કરવાની નઠારી બુદ્ધિ થઇ તેથી દુઃખ વ્હોર્યું, (ટેક) (૫)

**સમજુતી**—સાચા સાધુ પુરુષનો સમાગમ ખરૂં સુખ આપે છે. ખરૂં સુખ આપનાર છે, માટે સંત સમાગમ કરવો. સંત સમાગમથી આશા, તૃષ્ણા, અદેખાઇ, અહંકાર, માયા, ક્રોધ, મારાપણું એ અવગુણો બળી જાય છે અને તેથી મનમાં ઇશ્વરનું પાકું જ્ઞાન થાય છે. (ટેક) (૧) સંત સમાગમથી નારદ મુનિ પોતે ઇશ્વરનું મન થયા, અને ઘણા પાપીઓનો ઉદ્ધાર કર્યો, તેથી આબરૂનો મોટો મહીમા ગવાય છે (ટેક) (૨) શુકદેવ વગેરે મોટા મુનિઓ સતસંગથી સિદ્ધિવાળા પુરુષ થયા અને તેમનું મન સુખરૂપ (સારી રીતે) હરિના રૂપના ધ્યાનમાં ચોટયું. એવો મોટો ગુપ્ત ભેદ સાધુ પુરુષોથી એમણે જાણ્યો. (ટેક) (૩) મહંતનો મહિમા મોટો છે, કે જેમની સેવાથી માયાની જાળ ( જગતના પ્રપંચ ) થી છુટાય છે; અને પરમેશ્વરમાં પ્રીતિ વધે છે, મુકતાનંદ કહે છે કે કાંકરાં છોડી દઇને સંત સમાગમ કરો, (ટેક) (૪)

પાઠ ૩૮.

ઝેર=અદેખાઇ

વેર=દુશ્મનાઇ

કેર=કોપ; જુલમ,

પર=પારકી

નાતીલા=નાતના

જાતીલા=જાતના

હરખ=ખુશી થા

અનોપમ=જે બીજા કોઇ સાથે સરખાવો નહિ શકાય તે; ઉત્કૃષ્ટ.

લાજ=આબરૂ

ભેખ=જાણુ

ઘોર=ભયંકર

કુકર્મી=નઠારા કામ કરનાર

મારણ=મારનાર

તુલ્ય=બરાબર

જડ=મુળ

વિધવિધ=તરેહતરેહના

વૈભવ=સુખનાં સાધન

પટકુળ=લુગડાં

હુલકર=હોલકર

ખરાબી=પાયમાલી

કોણુજ માત્ર=શી ગણતરીમાં

સંહાર=નાશ

પિંઢારા=લુટારા

તેજા=વાવટા

તનુજ=છોકરાં

ગુલતાન=મશગુલ; ચકચુર
આશ્રય=છાંય; મદદ
ધ્વજ=પોળ
મંગળ=કલ્યાણ
ધારા=કાયદા; નિયમ
નિર્મળ=કમજોર
કોળીનાળી=કોળી વગેરે
સંસ્થાન=પાસેનો મુલક
ફાંસીઓરા=ફાંસીઆ
ફેલ=ઢોંગ
વાટ=રસ્તો
વનમાં વાટ પાડી ન શકે=રસ્તો રોકી ન શકે
ધીંગા=મજબુત
કાઠી=કાઠીઆવાડના રહેવાશી
જત=જત સંસ્થાનના રહેવાશી
ધાડાં=ટોળાં
ધાટ=ઓવારા
કુવેતર=કુવાનું પાણી પાઇ પાક પકવવાના ખેતર; વાડી
હિમાચળ=(હિમ=બરફ+અ=નહિ+ચળ=ખસે)=જ્યાંથી બરફ ખસે નહિ તે; હિમાલય
પ્રવેશ=દાખલ; આરંભ
માળવ=માળવા
આદિક=વગેરે
સજજે=પહેરજે
શણગાર=સાજ; આભૂષણ
આશીશ=આશિર્વાદ
મહી=પૃથ્વી

**સમજુતી**—અદેખાઇ ગઇ અને દુશ્મનાઇ ગઇ, વળી ઘણો જુલમ કરનાર પણ ગયાં, પારકી નાતના અને પોતાની જાતનાથી હળીમળીને દુનિયાનો વહેવાર ચાલે છે; કે બિચારી બકરીને પણ કોઇ કાન પકડી શકતું નથી. (મતલબ કે ગરીબમાં ગરીબ જે બકરી તેને પણ કોઇ દુ:ખ દઇ શકતું નથી તો પછી માણસને તો કેમજ દુ:ખ દઇ શકાય? મતલબ કે કોઇને પણ દુ:ખ દઇ શકાતું નથી) માટે હે! હિંદુસ્તાન (હિંદુસ્તાનના લોકો) એ આભાર પરમેશ્વરનો સમજીને હવે (તું મનમાં) ખુશી થા. (૧) તારાપર અનો પમ રાજ્ય હાલમાં થયું છે, અને એ રાજ્યે તારી આબરૂ વધારી છે એમ તું સમજ; ભયંકર નઠારા કામ કરનાર ચોર ગયા ને કપટનું જોર નાશ પામ્યું તે તું જો, હવે મહમદ સરખા મરનાર નથી,

અને તૈમુર જેવા તોફાન પણ નથી, માટે હે ! હિંદુસ્તાન૦ (૨) જુલમી રાજાઓનો તો સમુળો નાશ થયો. અને નાદિરશાહ જેવા પણ મરી ગયા, હવે, બીજાનો ઘણો ભય નથી તેમજ કજીઓ અને કંકાસ પણ નથી, હવે તો હિંદુસ્તાનની પ્રજાને તરેહ તરેહનાં સુખનાં સાધનો મળે છે. (મતલબ કે મરજી મુજબ સુખ ભોગવી શકે છે. જોઇએ તેવાં લુગડાં પહેરે છે અને ખાય છે (આગળના જુલમી રાજાઓના વખતમાં મરજી મુજબ લુગડાં પહેરી શકતા નહોતા તેમજ પાન ખાઇને બહાર નીકળી શકાતું નહોતું) માટે હે ! હિંદુસ્તાન૦ (૨) હવે હોલકરથી ખરાબી થઇ શકતી નથી, અને મરાઠા લોક તો કંઇ ગણત્રીમાંજ નથી (મતલબ મરાઠાઓ હવે હુલ્લડ તોફાન કરી શકતા નથી.) સિંધીઆથી હવે કદી પણ કોઇનો નાશ થઇ શકતો નથી અને નઠારા જે પીંઢારા લોક તે પણ ગયા, અંગ્રેજ સરકારના અમલ નીચે તારાં છોકરાં (હિંદુસ્તાનના લોક) (મોજમજામાં) મશગુલ રહે છે, માટે હે ! હિંદુસ્તાન૦ (૪) અંગ્રેજ સરકારની એ જોરાવર સત્તા નીચે લોકો તેના શુભ ગુણનું ઘોળ અને ગીત ગાય છે કે જેના કાયદા સૌ (રાજા) કરતાં શ્રેષ્ઠ છે કે જેથી કમજોર માણસને પણ મનમાં બીક રહેતી નથી, વળી કાળી નાળીની બીક મટાડીને સંસ્થાનનું રક્ષણ કરે છે, માટે હે ! હિંદુસ્તાન૦ (૫) ફાંસીઆ લોકો ઢોંગ કરીને જંગલનો રસ્તો રોકી શકતા નથી, જબરા કાઠી લોક અને જત લોકોનાં ટોળાં ઘોડાથી ઓવારા (પર્વતના રસ્તા) રોકી શકતા નથી, ખેતર કે કુવેતરમાં જઇને લશ્કર અનાજ લૂટી શકતું નથી, માટે હે ! હિંદુસ્તાન૦(૬) (દક્ષિણમાં) લંકાથી તે (ઉત્તરમાં) હિમાલય સુધી અને (પૂર્વમાં) કલકત્તાથી (પશ્ચિમમાં) કચ્છમાં

દાખલ થતાં સુધી પંજાબી, સિંધી અને સોરઠીઆ લોક તથા દક્ષિણ, માળવા વગેરે દેશના લોકના બીકના ને દુઃખના દિવસ ગયા અને સુખના દહાડાનું દાન આપ્યું, માટે હે! હિંદુસ્તાન૦(૭) તેટલા માટે તું (હિંદુસ્તાનના લોક) તો ખરા અંતઃકરણથી એનો પાડ માન, અને હંમેશ (મનમાં) ખુશી ખુશી રહીને સ્વર્ગના જેવો શણગાર પહેરજે, વળી દલપતરામ કવિ પોતાના ખરા મનથી એવો આર્શિવાદ આપે છે કે તું (હિંદુસ્તાન) દુનિયામાં મોટી મોટાઈ મેળવજે. હે! હિંદુસ્તાન એ આભાર પરમેશ્વરનો સમજીને તું (મનમાં) ખુશી થા. (૮)

### પાઠ ૪૩ મો.

નરદેવ=રાજા
ભીમક=ભીષ્મક; વિદર્ભ (બીરાર) દેશનો રાજા દમયંતીનો પિતા
સુતા=પુત્રી
સુંદરી=સુંદર અંગવાળી સ્ત્રી
પ્રસંસા=વખાણ; તારીફ
વરી=પરણી
સુર=દેવ, દેવતા
નરાદિક=મનુષ્ય રાજા વગેરે
વરમાળ=પસંદ કરેલા ધણીની ડોકમાં પહેરાવવાની માળા
નૃપ=રાજા
કંઠે સજી=ગળામાં પહેરાવી
દિવ્યાંગના=દેવતાઈ દેહવાળી; દેવી
તનયા=પુત્રી
તનય=પુત્ર
સાંપડયા=થયાં
સુરપુર=દેવલોકની નગરી; સ્વર્ગ; ઇંદ્રપુરી; અમરાપુરી
ભાવતાં=ગમતાં
પુણ્યશ્લોક=યશવાળો; પવિત્ર ચરિત્રવાળો; (એ ચાર ગણાય છે. નળ યુધિષ્ઠિર, જનક અને જનાર્દન કે વિષ્ણુ)
પ્રસરાવતાં=ફેલાવતાં
જુગટું=જુગાર
સુજ્ઞ=(સુ+જ્ઞ)=સારો જાણીતો; જ્ઞાની
નીજબંધુ=પોતાનો ભાઇ
પુષ્કર=નળરાજાનો પીતરાઇ ભાઇ
અવળું જ=ઉલટું જ
દુર્દશા=નઠારી હાલત
શિરપર ફરે=માથે ભમે
કર=હાથ
કર ગયું=હાથમાં ગયું

સંતાન=છોકરાં
પળ્યાં=ગયાં
સુકુમાર=અતિ કોમળ
શૂળ=કાંટાવાળી ડાંખળી
આકરો=સહન ન થઇ શકે એવો
કાંતિ=શોભા; રૂપ
ભૂપરે=જમીનપર
ક્ષુધા=ભૂખ
ખગ=પક્ષી
પટ=વસ્ત્ર; લુગડું
દંપતી=ધણીધણિઆણી
ધરતાં=પહેરતાં
દુર્ભાગ્ય=કમનસીબ
પળવા=જવા
પ્રાણ=ધણી; નાથ
અલગું=વીખુટું; જુદું
ગુણવંતી=સારા ગુણવાળી સ્ત્રી (દમયંતી)
રજની=રાત
હેરાન=દુખી
સતી=પતીપર પ્રેમવાળી સ્ત્રી

જીવન=જેના વડે જીવવાનું છે તે; પ્રાણ; ધણી
વિકળ=ગભરાએલી
વ્યાધ=પારધી; શિકારી
વૈદર્ભી=વૈદર્ભ દેશના રાજાની પુત્રી; દમયંતી; નળની સ્ત્રી
વલવલતી=ટળવળતી
કુળગુરુ=કુળગોર
સલુણી=મનોહર કાંતિવાળી સ્ત્રી
સહી=નક્કી
અહિદંશ=સાપનો ડંખ; કર્કોટકનો ડંખ
વિરૂપ=કદરૂપું; બેડોળ; કુબડો
ઋતુપર્ણ=અયોધ્યાનો રાજા
સારથી=રથ હાંકનાર
શીઘ્ર=તરત
નરમણિ=પુરુષોમાં રત્ન; રાજા

બાહુક=નળરાજા (એ નામ એણે ઋતુપર્ણ રાજાને ત્યાં રાખ્યું હતું)
લક્ષણ=સ્વભાવ; ગુણ; ટેવ
કળ્યાં=જોયાં
બાળુડાં=છોકરાં; બાળક
હર્ષ ઘેલાં=હરખથી ગાંડા જેવાં થએલાં
ગત=ગએલું
સાનુકૂળ=(સ+અનુકૂળ) =મરજી માફક;પાધરૂ
છકી જવું=છાકી જવું; ફાટી જવું; અહંકારે ભરાવું
હારવી=ગુમાવવી
ટકતાં=રહેતાં
નીતિ=નિયમ
ઉર=મન
કિંવા=અથવા
દ્યૂત=જુગાર; જુગટું

**સમજુતી**—વિદર્ભ દેશના રાજા ભીમકની દમયંતી નામે સુંદર પુત્રીએ હંસને મોઢેથી નળનાં વખાણ સાંભળીને મનથી તેને (નળને) પરણવાનો નિશ્ચય કર્યો, સતીએ સ્વયંવરની મોટી સભામાં દેવ મનુષ્ય, રાજા વગેરેને છોડી, તેણે (દમયંતીએ) પ્રેમની વરમાળ નળ રાજાને ગળે પહેરાવી. (૧) દેવી સમાન શોભતી દમયંતીથી નળરાજાને સારા ગુણ ને રૂપવાળાં એક પુત્ર ને એક પુત્રી થયાં, તેઓએ સ્વર્ગનાં જેવા મન ગમતાં બહુ સારા સુખો ભોગવ્યાં, વળી રાજાએ પવિત્ર આચરણથી વર્તી સારી આબરૂથી રૈયતને પાળી, (૨) અરે! નળરાજા વિચારવાન હતો છતાં પોતાના ભાઇ પુષ્કરની સાથે જુગાર રમ્યો; જેના માથાપર નઠારી હાલત ભમતી હોય તેને અવળું કામ સુઝે; (મતલબ કે વિનાશકાળે વિપરીત બુદ્ધિ સુઝે છે.) પોતાનું રાજ્ય પુષ્કરના હાથમાં ગયું, આગકો મોસાળ ગયાં, અને નળ દમયંતી એક લુગડાભેર શહેર બહાર નીકળ્યાં. (૩) અતિ કોમળ પગમાં ઘણી શૂળો, કાંટા કાંકરા વાગ્યા અને ટેકરા ચઢતાં ઉતરતાં સહન ન થઇ શકે એવો ઘણો થાક લાગ્યો. ત્રણ દિવસનાં અપવાસ થયા અને તેની આંખો ઉંડી પેશી ગઇ, મોંની શોભા ઝાંખી પડી ને શરીરમાં બળ રહ્યું નહિ. (૪) ત્યાં આઘેથી ભોંયપર ઘણાં પક્ષીને બેઠેલાં જોયાં, તેથી રાજાએ ભૂખનું દુઃખ સમાવવાને તે પક્ષીઓપર પોતાનું કપડું ફેંક્યું; ને કપડું લઇ પક્ષીઓ ઉડી જવાથી, ઘણી ઘણિઆણીએ એક વસ્ત્ર પહેર્યું. આવું કમનસીબ જોઇને નળની બુદ્ધિ ઠેકાણે રહી નહિ. (૫) દમયંતીને દુઃખોથી બચવા માટે પીઅર જવાને ઘણું કહ્યું, પણ તે ગુણવાન સ્ત્રીને પતિથી છુટા થવું ગમ્યું નહિ, જંગલમાં ઘણી હેરાન થઇને રાત

પડતાં બંને જણુ ઉંઘી ગયાં. પણ મધરાતે નળરાજા અરધું વસ્ત્ર ફાડી નાંખીને દયા તજીને ચાલ્યો ગયો. (૬) સતી જાગીને જુએ તો ધણીને ન દીઠો, એટલે બેભાન થઇને ભોંયપર પડી, અને હે નાથ! હે જીવન! ક્યાં ગયા? એમ વારંવાર પોકારતી, ગભરાઇને નળને શોધતી હતી, એવામાં અજગરના મોંમાં આવી પડી. એવા દુઃખમાં ટળવળતી દમયંતીને એક પારધીએ તદબીરથી બચાવી. (૭) જેમ તેમ કરીને માંસીને ત્યાં ગઇ, અને ત્યાં દુઃખે સુખે કેટલાક દિવસ રહી પછી સુદેવ કુળગોરની શોધથી મનોહર કાંતિવાળી (દમયંતી) નક્કી પીયરમાં પહોંચી. કર્કોટક નાગના કરડવાથી કદરૂપો બનીને નળ ઋતુપર્ણ રાજાનો રથ હાંકનાર થઇને રહ્યો, પછી સતી દમયંતીનો ફરી સ્વયંવર સાંભળીને પુરૂષોમાં રત્ન એવો નળરાજા તરત ત્યાં ગયો, (૮) બાહુક (નળ) નાં રૂપમાં બહુ તફાવત હતો. પણ લક્ષણો નળનાં જોયાં પછી બે બાળક અને દમયંતી નળને હરખ ઘેલાં થઇ મળ્યાં, આ વખતે નાગના ઝેરની અસર (પાસ) ગઇ એટલે નળ સુરૂપવાન થયો. અને પુષ્કર તાબામાં આવી નમ્યો, ને ગએલું રાજ્ય મળ્યું માટે પરમેશ્વરની મહેરબાની થાય તો બધું સીધું થાય છે. (૯) કોઇએ સુખના વખતમાં છકી જવું નહિ. તેમજ દુઃખને વખતે હિંમત છોડવી નહિ, કારણકે સુખ કે દુઃખ હંમેશાં રહેતાં નથી, વળી ગરીબ અથવા રાજા બધા જુગારથી દુઃખી થાય છે, એ નિયમ મનમાં રાખવો; માટે કોઇએ એ દુષ્ટ દુર્ગુણ પાસે કદી પણ નક્કી જવું નહિ. ( મતલબ કે જુગાર રમવો નહિ. ) (૧૦).

**પાઠ ૪૭ મો.**

ડાક=બૂમ
ભાગા=તૂટયા; નરમ પડયા
તાક=ગાત્ર; અવયવો
ઉદ્યો=ઊગ્યો
નૈષધભાણ=નૈષધ દેશનો સૂર્ય
જોત=તેજનો ભડકો
ઉદ્યોત=આગીઓ
પેર=પેઠે
કુંડળ=કાનની લાળીએ પહેરવાનું ઘરેણું
મહેકે=શોભે
અરગજા=ઘણી જાતની સુગંધી મેળવીને બનાવેલો પીળો ભૂકો; ચંદન
વદન=મોઢું
કમળનયન=કમળની પાંખડી જેવી આંખ
ફંદ=ફાંદો; પાશ
નાસા=નાક
કીર=પોપટ
પંચ=પાંચ નળ
ગજમુક્તા=હાથીના ગંડસ્થળમાંથી નીકળતાં મોતી જેવાં રસનાં ટીપાં
કુંજર=હાથી
શુંડાકાર=સૂંઢના આકારના
હૃદયે=છાતીની
શોભાળ=શોભાવાળી
નાભી કમળ=જેની દુંટીમાંથી કમળ ઉત્પન્ન થયું છે એવા; વિષ્ણુ
કટી=કેડ
કુંજરકાળ=હાથીનો દુશ્મન; સિંહ; વાઘ
શાર્દૂલ=વાઘ
ગત્ય=ચાલ; ગતિ
નરપત્ત=નૃપતિઓ; રાજાઓ
નિર્વાણ=નક્કી
તવ=ત્યારે
તેજે=પ્રકાશમાં
ભાણ=સૂર્ય; ભાનુ
ગતે=ગતિથી, જોરવડે
વાય=વાયુ
મહિમાએ=મોટાઇમાં
સ્થિરતા=અડગપણું
મેર=મેરૂ પર્વત
કુબેર=અલકાપુરીનો રાજા; મહાદેવના ધનનો અધિપતિ; ભંડારી
ઐશ્વર્ય=મોટાઇ
જુધ્ધે=લડાઇમાં
ત્યાગી=મોહ વગરનો; જેણે સર્વસ્વ છોડી દીધું હોય તે

સમજુતી—સ્વયંવરમાં બુમ પડી કે ઓ! નળ આવ્યો, એ સાંભળી સઘળા રાજાઓના ગાત્ર શિથિલ થયા. મતલબ કે નરમ થઇ ગયાં, અને જેમ સૂર્યના ઊગવાથી બધા તારાઓ ઝાંખા પડી જાય

છે તેમ નળરાજારૂપી સૂર્ય આવવાથી સઘળા રાજાઓ તારાની પેઠે અસ્ત પામ્યા મતલબ કે ઝાંખા પડયા. (૧) નળરાજાના મુગટ ઉપર આગીઆના જેવા હીરા ચળકે તેનાં કિરણ ઝળકી રહ્યાં હતાં અને શરીર પર સુગંધવાળા પદાર્થ મઘમઘે છે. (૨) પુનેમના ચંદ્રની પેઠે મોઢું શોભે અને આંખ રૂપી કમળ તો જાણે પ્રેમનો ફાંસો હોયની ! નાક પોપટની ચાંચના જેવું શોભે છે, એવી શોભા વાળા પાંચ જણ (ચાર દેવ અને પાંચમો નળ) સરખે સરખા આવતા હતા, તેમને કોઇ ન દેખતાં સૌ કોઇ એકલા નળનેજ દેખતા હતા.(૩) જેના ગળામાં હાથીનાં મદનાં ટીપાં જેવા મોતીનો હાર હતો, હાથ હાથીની સૂંઢના આકારના હતા, જેનું હૃદય અને નાભિકમળ ઘણાં શોભાવાળાં હતાં અને જેની કમર સિંહને પણ હઠાવી દે એવી હતી. (૪) નળને વાઘની પેઠે ચાલતો આવતો દેખી સર્વે રાજાઓ નાઉમેદ થયા કે એ તો દમયંતીને જીતાડનાર છે તેથી હવે નક્કી એ (દમયંતીને) એને પરણશે. (૫) દમયંતીને ખબર થઇ કે જે નળના હંસે વખાણ કીધાં હતાં તે નળ આવ્યો, તેનું તેજ તો જાણે સૂર્ય તપતો હોયની : પણ ચંદ્રના જેવી તેનામાં શિતળતા હતી (૬) ચાલમાં તો જાણે પવન જેવો, મોટાઇમાં તો જાણે મહાદેવ જેવો, મનના સ્થિરપણામાં તો જાણે મેરૂ પર્વત જેવો, અને ધનમાં તો જાણે કુબેર હોયની ! એવો દેખાતો હતો. (૭) સાચું બોલવામાં શિબિર રાજા જેવો, મોટાઇમાં નિષુધ રાજાના જેવો, લડાઇમાં જાણે ઇંદ્રના જેવો અને ત્યાગીમાં જાણે હરિશ્ચંદ્ર જેવો નળ આવ્યો. (૮)

| પાઠ ૫૦. | પૈસાદાર | કરવા લાયક કામ |
|---|---|---|
| ધનવંત=(ધન+વંત)= | ધર્મ=ફરજ, કર્તવ્ય | ,વિનતિ=અરજ |

રૂડા=ખરા; સાચા
લક્ષ=ધ્યાન
દો=આપો
વડાં=મૂળ
જરણ=ઝરડાં
પાંગળાં=પગમાં જન્મ-થી ખોડ હોવાથી ચાલી ન શકે તેવાં
નિકટ=નજીક; પાસે
સ્નેહી=વહાલા; દોસ્ત
કારજે=કામે
સરો=પાર પડો; કરો
હરો=લઇ લો; મટાડો
દોહલાં=અઘરાં
રૂઝવો=મટાડો, રૂઝ લાવો; સારા કરો
ધ્રૂજત=ધ્રૂજતા
હાડ=હાડકાં; શરીર
મંદ=ધીમી
વેદના=દુઃખ
અસર=લાગણી
વજ્ર=દયા વગરનું; કઠણ
છાતી=હૈયું

રૂડી=ઘણી
ધર્મકાજ=પુણ્યનું; કામ
નિરાશ્રિતો=આશ્રય વગરના, નિરાધાર
તણુંજ=નું જ
કમર બાંધીને=મંડ્યા રહીને
કષ્ટ=દુઃખ
કાપીએ=મટાડીએ; દૂર કરીએ
સાથ=સાથે
ધીરવું=આપવું
હણી=નાશ કરી
સંચીએ=મેળવીએ; એકઠું કરીએ
છાંડજે=મૂકી દેજે, છોડી દેજે
કરો=વેરા; રિવાજ
વરવધુ=વરવહુ
ઠાઠ=શોભા; ભપકો
હરો=હરણ કરો; છોડી દો
ધૂર્ત=ધુતારો
દીન=ગરીબ

વે'મ=વહેમ
ચોંપ=કાળજી; ચેટક ખંત
દળદરી=ગરીબ
ધરમબુદ્ધિ=દાન કરવાની બુદ્ધિ
મોખરે=આગળ
પાત્ર=માણસ
નરમદા=નર્મદાશંકર કવિ
વિનવી=સમજાવી
નિર્જળ=(નિર+જળ)=પાણી વગરના
નવાણ=પાણીની જગાઓ, (જેવા કે કુવા વાવ, વગેરે)
તીર=ઓવારા
સદ્ય=તરતજ
ધીંગી=મોટી; જબરી
રચો=બનાવો
નબળાં=કમજોર; માંદા
નિવારો=મટાડો; ટાળો
ચણાવો=બંધાવો

ભલીભાત=સારી તરેહની
તણુ=ના
આદરવી=શરૂ કરવી; ચલાવવી
વડી=મોટી
ઔષધશાળા=ઇસ્પિતાલો દવાખાનાં
જાત=શરીર
દુખાળા=રોગી
ભાળી=જોઇ
ભાખો=બોલો
ઉઠાવ=જમાવ;
ગળેલા=બળી ગએલા; દાઝેલા
અંધા=આંધળા
ધારી શકે નહિ=કરી શકે નહિ
પાલણ=પોષણ; ગુજારો
પૂંજી=દોલત
ઉધારો=ખરચો
સંપી=હળી મળીને
સુધારી=સુધારો કરી
શિરસ્તો=રિવાજ; રૂઢી
સાજ=સામાન
રચો=કરો
જગાવો=ફેલાવો; સારી રીતે ચલાવો
કળા=હુન્નર
ધરો=રાખો
કાવ્યકળા=(કાવ્ય=કવિતા+કળા=હુન્નર)=કવિતાનો હુન્નર એટલે નવી કવિતા કરાવવી તે
ધીર=ધીરજવાન
જુગોજુગ=ઘણા કાળ સુધી
ધરાવો=રાખો
જોગ=વખત; દાવ
શુભ=સારો
લાવો=ઓરિઓ

**સમજુતી**—ખરા દેશીઓ હું તમને અરજ કરૂં છું કે તમે (તમારામાં જે પૈસાદાર હોય તે) ગરીબ માણસોને માટે ખુબ ધ્યાન આપો, ઘણાં ઘરડાં, આંધળા, પાંગળાં માણસો છે તેની અને બધા રોગીની તમારે ખબર લેવી (મતલબ કે મદદ કરવી.) (૧) નજીકના વહાલાંનાં કામ કરો અને પારકા માણસોનાં દુઃખ લઇ લો. (મતલબ કે તેમને મદદ કરો.) તમે મહેનત લઇને તેમના શરીર અને મનના ઘણા અઘરા રોગો મટાડો. (૨) ધ્રુજતા શરીરના અને ધીમી નાડીના તેમજ મુંગા પ્રાણી દરદનું દુઃખ શી રીતે વેઠી શકે? તેમને જોઇને કઠણ હૈયામાં પણ (વજ્ર છાતીવાળા માણસને) લાગણી

પૈસા થશે. તો તમે ધર્મના કામમાં ઘણી દયા રાખો. (૩) દુઃખી અને આશ્રય વગરનાને પાળવા એ આપણો હક છે. (મતલબ કે એવા માણસોને પાળવા એ આપણી ફરજ છે એમ સમજવું.) આટલીજ સમજણ દેખાય છે, તો મુંઝાઇ રહીને દુઃખ દૂર કરવા એજ દેશીનું અભિમાન છે. (૪) આપણે મરી જઈશું ત્યારે પૈસા આપણી સાથે આવવાનો નથી. પણ ધર્મ આવવાનો છે માટે પાપનો નાશ કરીને પુણ્યને આપવો. (મતલબ કે પાપને રસ્તે પૈસા ન ખર્ચતાં તે પૈસા પુણ્યના કામમાં ખરચવો) જેથી કરીને આ દુનિયામાં આબરૂ મેળવીએ અને મરી ગયા પછી મોક્ષ પામીએ. (૫) તમે નાત જમાડવાના રિવાજ છોડી દેજો, અને વરઘોડાની શોભાને હરણ કરો. (છોડી દો.) જો આબરૂ મેળવવા માટે અભિમાન (રાખતા) હોય તો ધુતારાને આપવું નહિ. અને (તે પૈસાથી ગરીબોને પોષવા.) (૬) વહેમને જડમાંથી (સમૂળગો) કાઢી નાખજો. અને સુધરવાને માટે ઘણી કાળજી રાખજો, ગરીબોનાં દુઃખો મટાડો. અને પુણ્ય કરવાની બુદ્ધિને આગળ લાવો. (મતલબ કે ગરીબોનાં દુઃખ મટાડીને પુણ્ય કરો. (૭) ગરીબ અને લાચારને દાન આપવું. તેના જેવી બીજી (સારી) સમજ નથી. નર્મદાશંકર કવિ તમને નમ્રતાથી કહે છે કે ગરીબોને મદદ આપીને પછી તમો મોજમઝા ભોગવો. (૮)

**સમજુતી**—પાણી વગરના ( પાણીથી તંગીવાળાં ) ગામોમાં પાણીની જગાઓ ગાળી કઢાવો અને જુનાં વાવ. કુવા, નદી, તળાવ, ઓવારા વગેરે હોય તેને શોધીને તરતજ સમરાવો, એ ફરજ હે ! પૈસાદાર માણસો તમારી છે. (૧) સારી જબરી ધર્મશાળા બંધાવો.

કે જ્યાં માંદાં સ્ત્રી પુરુષો રહે, તે માણસના શરીરનાં દુઃખ મટાડો. એ ફરજ હે! પૈસાદાર માણસો તમારી છે. (૨) ચોકખી મોટી ઘણા બાળક માય (એવી) નિશાળ બંધાવો, અને બાળકોને તરેહ તરેહની વિદ્યા ભણાવો. કે જેથી (તેમાં શીખેલાં બાળકો પર) આખી ઉમર સુધીના (જિંદગી સુધીના) ઉપકારો રહેશે. એ ફરજ હે! પૈસાદાર માણસો તમારી છે. (૩) મોટા દવાખાનાં બંધાવી ચલાવો કે જેથી શરીરના દુઃખી માણસ પોતાનું દુઃખ મટાડે અને બિચારો રોગી બાળક (હોય તે પણ ત્યાં રહી) સુખ લે, એ ફરજ હે! પૈસાદાર માણસો તમારી છે. (૪) ભિખારીને જોઇને (તેમની સાથે) દયા લાવી બોલો, અને રોટલી આપીને (પાછો) ભીખ માગતો રાખો નહિ મતલબ કે તેને ધંધે રોજગારે વળગાડો કે જેથી તેને ફરીથી ભીખ માગવી ન પડે. ઉઠાવ હોય એવા હજારો ઉદ્યોગ કરો, એ ફરજ હે! પૈસાદાર માણસો તમારી છે. (૫) શરીરે ગળાઇ ગએલા, દાઝેલા, અને આંધળા હિંમત રાખીને રોજ ગાર કરી શકે નહિ, એવા માણસના ગુજરાન માટે તમારી દોલત ખર્ચો એ ફરજ હે! પૈસાદાર માણસો તમારી છે. (૬) હરેક રિવાજ હળામળીને સુધારો ને બધાના ખપનો સામાન બહુ સસ્તો કરો, અને હમેશાં નઠારો વિચાર કરો નહિ. એ ફરજ હે! પૈસાદાર માણસો તમારી છે. (૭) પારકે દેશ જઇને દુકાન સારી રીતે ચલાવો અને બીજા લોકોના લાખો જાતના હુનર શીખી લાવો. ઉમંગ રાખો અને હિંમત છોડી દો નહિ. એ ફરજ હે! પૈસાદાર માણસો તમારી છે. (૮) કવિની પાસે કવિતાનો હુનર કરાવો (મતલબ કે નવી કવિતા બનાવરાવો) અને ઘણા કાળ સુધી

ધીરજવાન થૈનું નામ રાખો, અરે માણસ આવો વખત (પૈસાદાર સ્થિતિ) (ફરીને) મળશે નહિ, માટે દલપતરામ કવિ કહે છે કે તમે આ સારો ઓરીયો લઈ લો. (૯);

### પાઠ ૫૪.

સાજ=સામાન
ગાવે=ગાય
જશ=આબરૂ;
હામ=હીંમત
ન્યારા=અદ્ભુત
પાતાળ=પૃથ્વી નીચેનો ભાગ
પોપડા=જમીનનું ઉપલું પડ
ઢાળ=ઢોળાવ
ઉદ્ભિજ=વનસ્પતિ
સૃષ્ટિ=દુનિયા
બદલાઈ=ફેરવાઇ
ક્રમે=એક પછી એક
મંડાઇ=સ્થપાઇ
નમુનો=કંઈક ભાગ
નિશાની=પતો; ઓળખાણ
પડ=પોપડા
વિધવિધ=તરેહ તરેહના
જળચર=પાણીમાં વસનાર પ્રાણીઓ
ભૂચર=જમીનપર વસનાર પ્રાણીઓ
સુનું=સોનું
સરવ=સર્વ; બધા
દિલદાઝ=મનની લાગણી
કષ્ટ હરનારા=દુઃખ લઇ લેનાર; પરમેશ્વર
ભંડાર=જથા; ખજાના
યાર=વહાલા
રચના=બનાવટ
રાજે=શોભે
રજનીરાજ=રાતના રાજા ચંદ્ર
નખેતર=નક્ષત્ર
સ્થિરતા=શાંતિ
છાજે=શોભે
રાશી=સૂર્ય અને ચંદ્રને ફરવાનો માર્ગ
કળા=તેજ
સોહાએ=શોભે
અધર=આધાર વગર; અતરીંગ
ગોળ=ગોળાઓ, (ગ્રહો)
પોલ=આકાશ; પોલાણ
જગદાધાર=જગતનો આધાર; પરમેશ્વર
ખટઋતુ=છ ઋતુ (હેંમત, શિશિર, વસંત ગ્રીષ્મ, વર્ષા ને શરદ)
ધારા=કાયદા; નિયમો
ઠાઠ=શોભા
હાટ=બજાર; ચૌટાં
લતા=વેલી
પાષાણ=પથરા
ઘટઘટ=દરેક જગાએ
સાથ=જથો; સમૂહ
રહોયે=શોભે
ગાણે=ગાયનથી

કુલ=ગોલ
નગ=પર્વત
રદ્ધિઆળાં=શોભિતાં; દેખાવડાં
સલુણું=મધુરું
અગ ધ=ધણીજ
લીલાવાડી=દુનિયા રૂપી વાડી,
સૌંદર્ય રૂપી વાડી
ક્ષેમ=કુશળ
લલિત=સુંદર
બુદ્ધિ=અક્કલ
ઉપવન=વાડી; બાગ
લાડતી=વહાલ કરતી
નેટ=ટેક
સજી=પહેરી
ટેક=કાળજી
સર=સરોવર
રમ્યપણું=સુંદરતા
શુદ્ધ=પાપ
પાપ હરનારા=પાપ બાળનાર
લીલામૃતધારા=સૌંદર્ય રૂપી અમૃતનો પ્રવાહ
લીલા=સૌંદર્ય

હે ! જગતના ધણી પરમેશ્વર આ કેવી શોભા ! અને કેવો સામાન બનાવ્યો છે ! તારા ગુણ ગાવામાં કવિ અને ભકતો હિંમત હારી ગયા, એવાં તારાં કામ ઘણા અદ્ભુત છે,

હું પાતાળની બનાવટ શી કહું તેમાં પડો, ઢોળાવો અને જુદી જુદી જાતની જમીન જેમાં ઘણી જુની વસ્તુઓ ઘણી જુદી તરેહની વનસ્પતિ અને ઘણી જાતના જીવ છે. ઘણી દુનિયા અનુક્રમે બદલાઇ ગઇ અને વળી પાછી સ્થપાઇ એ વાતો ખોટી નથી, કારણ કે તેની નિશાનીઓ અને નમુનાઓ હમણા પણ છેજ. મટોડીનાં જાતજાતનાં પડો અને વળી કાંકરાના જાત જાતના પડો અને ચુનાના ને પત્થરનાં જાત જાતનાં પડો અહીંઆ અનુક્રમે નથી, અને પૃથ્વીપર ચાલનારાં-વસનારાં અને જળમાં રહેનારાં પ્રાણીઓનાં નિર્જીવ ખોખાં પત્થર રૂપ થએલા હોય છે. ઘેર ઘેરના બધા લોક લોઢું અને સોનું વાપરે છે. તે, એ બધું હે ! દુઃખને લઇ લેનાર પ્રભુ તેં મનમાં દયા લાવીને માણસોને માટે બનાવ્યું

છે. હે ! વહાલા પ્રભુ તારા ડહાપણનો ભંડાર પાર વિનાનો છે. (ટેક) (૧) આકાશની રચના, શું કહું, બધા ગ્રહોમાં સૂર્યનો પ્રકાશ વધારે દીપે છે, તે (પ્રકાશ) વનસ્પતિ અને પ્રાણીઓને માટે જમીનની ગરમી આપે છે. વળી રાત્રે ચંદ્રમા નક્ષત્રોના સાહિત્ય સાથે દીપે છે. અને વાયુની ધીમે ધીમે આવતી લહેરોથી શાંતિ ફેલાઇ રહી છે. સૂર્ય ચંદ્રને ફરવાના માર્ગો રાશીઓ કહેવાય છે, ચંદ્રની કળા સુદમાં વધે છે અને વદમાં ઘટે છે. તે અને આકાશમાંનું ચાંદરણું (સફેદ પટો) જોઇને મન ખુશ થાય છે. અને વાદળાના ઘણા રંગો તરેહ તરેહની રીતે શોભે છે. અરે આકાશનું પોલાણ મોટું છે તેમાં બધા ગોળા (ગ્રહો, તારાઓ) અધર રહેલા છે. તું જગતનો આધાર છે, પેલા પોલમાં અદ્ધર રહેલાઓના પણ તુંજ આધાર છે તેં છએ ઋતુઓના ધારા નિયમિત કર્યા છે (ટેક) (૨)

આ સૃષ્ટિની શોભા કેવી છે ! ઘણે ઠેકાણે શોભિતાં ચોટાં, પાણીવાળી જગ્યાઓ અને પથરાવાળી જગ્યાઓ ઝાડ અને વેલાથી ભરપૂર દેખાય છે.

પશુઓનો, પંખીઓનો ને માણુસ જાતનો સાથ (સમૂહ) એવો મંડયો રહ્યો છે કે જાણે તે નાટકોના જેવો લાગે છે (કવિ કલ્પના કરે છે કે આ વિશ્વ એમ નાટયસ્થળ છે, અને તેમાં પશુઓના પંખીઓના અને માનવ જાતના એવા જુદા જુદા સાથ સમૂહ નાટક મંડળી રૂપે છે, તેઓ એકજ રંગભૂમીપર એકત્ર થયેલા છે) તે રૂપે રંગે અને ગુણથી શોભે છે, ને ગાયનથી મન ખેંચે છે. મતલબ કે મોહ પમાડે છે. બધા ખેતરોનો ઉભો પાક હાલીને ચમકારા કરે છે. અને પક્ષીઓના મધુર પ્યારા શબ્દ દુઃખ ભુલાવે છે, સામી સાંજે

સિંધુ અને નદી નાળા લહેરે દીપે છે તેમજ પવન, વન, ઉપવન, મેદાન અને રાન પણ સુંદર શોભે છે. આવી રીતે બધું સારું અને સુંદર છે. તોપણ હે! બનાવનાર પ્રભુ બહુ ચતુરાઇનું કામ જણાય છે. સર્વ સ્થળે ઘણી શક્તિ અને બહુ સારો બોધ લેવા લાયક છે. (૨૩) (૩) સૌંદર્યરૂપી વાડીની શોભાનું હું વર્ણન કરું તે સુંદર કુશળતા ભરેલી હોંસથી લાડ કરતી ઠામે ઠામે ખુબ નાચે છે અને પ્રીત ઉપજાવે છે.

તે નિયમરૂપી સુંદર સાડી પહેરીને બહુ કાળજી રાખીને હેતથી હસાવે છે, અને હંમેશાં મધુરાં ગીત ગાય છે, તેથી તે સર્વને ગમે છે.

તેં દયા લાવીને સરોવર, દરીઓ અને નદીમાં પાણી આપ્યું છે. જંગલ, વનસ્પતિ અને પર્વતોની સુંદરતા બતાવી આપી, ઘણાં પક્ષીઓનું મધુર ગાયન સંભળાવ્યું છે, વળી ધર્મ દેખાડીને અમારી કને દાન કરાવ્યું. હે! પાપને બાળનારા પરમેશ્વર અમને બધાને ઘણી બુદ્ધિ આપીને શુદ્ધ (પવિત્ર) બનાવો. હે! પ્રભુ વધારે શું વખાણ કરું, તમારી સૌંદર્યરૂપી અમૃતની ધારા (વૃષ્ટિ)ને ધન્ય છે. (૪) (૨૪)

સમાપ્ત.

# મેસર્સ સી૦ ડી૦ શાહ એન્ડ કો૦ કૃત.

## લોક પ્રીય થઇ પડેલી અર્થની નોટો.

## જાહેર ખબર.

**સાતમીના અર્થ** કિંમત ૧૦ આના—(જેની અંદર શબ્દાર્થ વ્યુત્પત્તિ પ્રમાણે; અને રૂઢ બંને રીતે; શાસ્ત્રીય પદ્ધતિથી સંપૂર્ણ વ્યુત્પત્તિ; કવિતાનું વિવરણ; પાઠના સવાલ તથા સાર;

**છઠ્ઠીના અર્થ** કિંમત ૯ આના—( જેની અંદર કવિતાનો શબ્દાર્થ—વ્યુત્પત્તિ; પ્રમાણે અને રૂઢ બંને રીતે; કવિતાનો અન્વય; સમજુતી; વ્યુત્પત્તિ; પાઠના સવાલ; પાઠનો સાર; વગેરે )

**પાંચમીના અર્થ** કિંમત ૮ આના—(જેની અંદર પાઠનો અર્થ; કવિતાની સમજુતી; વ્યુત્પત્તિ; પાઠના સવાલ; પાઠનો સાર; અપૂર્ણાંકના નિયમો; અઘરા શબ્દો; જોડાક્ષરો; બ્રિટિશ હિંદના રાજકીય ભાગ વગેરે. )

**ચોથીના અર્થ** કિંમત ૪ાા આના—(જેની અંદર પાઠનો સાર; અર્થ; કવિતાની સમજુતી; તમામ પાઠના સવાલ; અઘરા શબ્દો; જોડાક્ષરો; ડ્રિલ; મુંબઇ ઇલાકાની ભૂતળ )

ત્રીજીના અર્થ કિંમત ૫ આના—(જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; પાઠના સવાલ તથા સાર; અઘરા શબ્દો; જોડાક્ષર; કડાની ડ્રીલ; )

બીજીના અર્થ કિંમત ૪ આના—(જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; પાઠ સવાલ તથા સાર; અઘરા શબ્દો; જોડાક્ષરો; બીજા ધોરણમાં કિન્ડરગાર્ટન પદ્ધતિ મુજબ શીખવવાની ભૂગોળ; ડમ્બેલ્સની ડ્રીલ.)

પહેલીના અર્થ કિંમત ૨॥ આના—(જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; અઘરા શબ્દો; જોડાક્ષરો; ડમ્બેલ્સની ડ્રીલ; પાઠનો સાર.)

બાળવર્ગની નોટ કિંમત બે આના.

કન્યાવાચનમાળા પુસ્તક પહેલાના અર્થ ૦-૪-૦

કન્યા વાચનમાળા પુસ્તક બીજાના અર્થ ૦-૫-૦

કન્યા વાચનમાળા પુસ્તક ત્રીજાના અર્થ ૦-૭-૦

## ☛ ત્રિવેદિ વાચનમાળા. ☚

પુસ્તક પહેલાના અર્થની નોટ કિંમત ચાર આના.

(જેમાં બોધ, પાઠનો સાર, પાઠના સવાલો, કવિતાની સમજુતી અને અઘરા શબ્દો.)

સાહપોર }
સુરત. } છગનલાલ મોતીરામ શાહ.
"સુખગણિત શિક્ષક"ના કર્તા.